# વીર શાહુ

[ ઐતિહાસિક ત્રિઅંકી નાટક ]

અંબેલાલ નારણજી જોશી.
બી. એ.,

કિંમત છ આના.

જ્ઞાનવર્ધક પુસ્તકમાળા, પુ. ૬૪મું.

# વીર શાહુ

[ એક ઐતિહાસિક નાટક ]

: : લેખક : :
અંબેલાલ નારણજી જોશી, બી. એ.

: : પ્રકાશક : :
જીવનલાલ અમરશી મહેતા,
સંપાદક–"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા;" અમદાવાદ.





કિંમત ૭ આના.

# અર્પણપત્રિકા

" ત્હારા કરમાં કલા ને હૈયે શારદા રે લોલ,
આશિષે વિભુત્વના વાસજો !
બ્હેનીનાં હેત મન મીઠડાં રે લોલ ! "

વ્હાલસોયી ચિ૦ બ્હેન કુમુદિનીને-

અંબેલાલ.

# પ્રસ્તાવના.

આ ન્હાનકડા નાટકને તે પ્રસ્તાવનાનીયે શી જરૂર હોય? છતાં પણ આ સ્થળે ગુજરાતના નાટય સાહિત્ય વિષે જો બે બોલ કહેવાય તો તે અસ્થાને નહિં જ લેખાય.

ગુજરાતનું નાટય સાહિત્ય મધ્યકાલીન યુગમાં ઘણું જ જવલંત હતું. મહાકવિ પ્રેમાનંદનાં 'તપત્યાખ્યાન,' 'પાંચાલી પ્રસન્નાખ્યાન' અને 'રોષદર્શિકા સત્યભામાખ્યાન' આદિ નાટકો સંસ્કૃત નાટકો તેમજ નાટિકાઓ સ્હામે ટક્કર ઝીલી શકવાને સમર્થ હતાં અને હજુ પણ છે. ત્યાર પછી ગુજરાતમાં કાવ્ય સાહિત્યની રેલમછેલ ઝામી. કવિઓનો રાફડો ફાટયો, અને દિવસે દિવસે ગુજરાતનું કાવ્ય-સાહિત્ય સમૃદ્ધ થતું ગયું. આથી ગદ્ય તેમજ નાટય સાહિત્યને તિલાંજલિ મળી. ગુજરાતનાં આ કાવ્યસાહિત્યમાં ભક્તકવિ નરસિંહ, મીરાંબાઇ, ભોજો ભગત, શામળ, અખો, નિષ્કુલાનંદ અને સારા ગુજરાતના સૌન્દર્યદર્શી અને પ્રણય-કવિ શ્રી દયારામનો ફાળો અદ્‌ભુત કહેવાય.

ગુજરાતી સાહિત્યનો પ્રથમ કાલ આમ સંપૂર્ણ થયો. ત્યાર પછી આવ્યા દલપતરામ અને નર્મદાશંકર. દલપતરામે કાવ્યસાહિત્ય અને નર્મદાશંકરે ગદ્યસાહિત્યનો વિકાસ કર્યો. દલપતરામના કાવ્યમાં વિવેકબુદ્ધિ, ડહાપણનો ભંડાર, સાદાઈ, સરળતા તેમજ વ્યવહારિકતા નજરે પડે છે, જ્યારે નર્મદનાં કાવ્યો વેગવન્તાં, જુસ્સાદાર, સાહસ, શૌર્ય અને સ્વદેશભક્તિથી ઉભરાતાં છે. નર્મદની ગદ્યશૈલી પણ ઘણી જ સંસ્કારી તેમજ સચોટ અને નવા જમાનાને અનુસરતી છે. યુરોપીય ગદ્યસાહિત્યની અસર આપણને નર્મદના લખાણમાં દૃષ્ટિગોચર થાય છે. નર્મદ પછી જ ગુજરાતમાં વાસ્તવિક રીતે ગદ્ય-સાહિત્યની ખીલવણીના ગણેશ મંડાયા. આમ દલપત અને નર્મદની

મેલડીથી ગુજરાતી પદ્ય તેમજ ગદ્ય સાહિત્યને ઘણું જ ઉત્તેજન મળ્યું. ગુર્જર ગિરા સમૃદ્ધિવાન્ થતી ગઈ, ભાષાશૈલી પર વિશેષ લક્ષ્ય અપાતું ગયું, અને ધીમે ધીમે સાહિત્યકો ગદ્ય માટે આકર્ષાયા.

આપણું ગદ્ય, નાટ્ય, તેમજ નવલકથા સાહિત્ય ઘણે અંશે અંગ્રેજી સાહિત્યને ઋણી છે. ઇ. સ. ૧૮૬૭ માં ગુજરાતની પ્રથમ નવલકથા 'કરણઘેલો' લખવાનું માન સુરતના વડનગરા નાગર સ્વ. સાક્ષર ભાઇશ્રી નંદશંકર મ્હેતાજીને છે. આ નવલકથામાં આપણને જાણીતા આંગ્લ નવલકથાકાર સર વોલ્ટર સ્કોટની છાયા ઠેકઠેકાણે નજરે પડે છે. કલાકારની દૃષ્ટિએ એમનું પાત્રાલેખન તેમજ વસ્તુ-સંકલના જો કે ખામી ભરેલાં તેમજ ટીકાપાત્ર છે, કારણ કે એ એમનાં પાત્રોમાં વ્યક્તિત્વ મુકી શકતા નથી, તેમજ વાર્તાના પ્રસંગને પણ સરસ રીતે ગુંથી શકતા નથી, છતાં પણ સારા ગુજરાતના નવલકથાના પિતા તરીકે ગુજરાતની ગૃહકુંજોમાં એઓ અજરામર થઈ ગયા છે. એમના લખાણથી પ્રોત્સાહન મેળવી ઘણાયે લેખકો નવલકથા તરફ ઢળ્યા. ત્યાર પછી ઇં. સ. ૧૮૮૧ માં રા. બ. મહિપતરામ-ભાઈએ 'વનરાજ ચાવડો' લખી નવલકથા સાહિત્યને ઉત્તેજન આપ્યું, અને ઇ. સ. ૧૮૮૭ માં સ્વ. સાક્ષર શ્રી ગોવર્ધનરામભાઇની 'સરસ્વતીચંદ્ર' નામની યુગપ્રવર્તક શ્રેષ્ઠ કાદંબરી બહાર પડી, "અને કાલ્પનિક સાહિત્યનો રસ ગમે તે વાચકને કેટલો મસ્ત બનાવી શકે, મનુષ્યના વિકાર અને વિચાર કેવા પ્રકારના હોય અને શું શું કરી શકે, વિચારના પ્રકારને ભાષાનો પ્રકાર હોવો જોઇએ, અને સંકેત તથા રૂઢિને સરખું માન આપી અન્ય ભાષાના શબ્દો ગુજરાતીમાં અવતારવા જોઈએ, વગેરે બાબતોની નિર્ણાયક પ્રતીતિ ત્યારે જ થઇ.' કલાની દૃષ્ટિએ આ ગ્રંથમાં ઘણીયે ખામીઓ જણાય છતાં પણ એક ઉત્તમ નિબંધકાર, સાહિત્યક, તેમજ નવલકથાકાર તરીકે રા. ત્રિપાઠીના કેટલાએક ગુણોનું આપણને ભાન થાય છે. ત્યાર પછી ગુજરાતમાં ઘણીયે સ્વરચિત તેમજ ભાષાંતરરૂપે નવલકથાઓ

લખાઈ છે. આમાં સ્વ. નારાયણ હેમચંદ્રનાં બંગાળી ભાષાંતરો, સ્વ. મણિલાલ દ્વિવેદી કૃત 'ગુલાબસિંહ,' 'ગુજરાતી' ની ભેટો, નારાયણ વિસનજી ઠક્કુર કૃત 'પ્લાસી યુદ્ધ,' મણિલાલ છ. ભટ્ટ કૃત 'પૃથુરાજ ચૌહાણ,' ધીરજલાલ નરભેરામ કૃત 'પાણીપતનું યુદ્ધ' પુરૂષોત્તમ વિશ્રામ માવજી કૃત 'શિવાજીનો વાઘનખ,' ભોગીન્દ્રરાવ દિવેટીયા કૃત 'ઉષાકાન્ત' અને રા. દલાલકૃત 'વિપિન' ગણાવી શકાય. છતાં પણ એટલું તો કહેવું જ પડશે કે આ સમયની સ્વરચિત નવલકથાઓનો મ્હોટો ભાગ નિર્માલ્ય છે.

ઈ. સ. ૧૯૧૦ પછી યૂરોપીય સાહિત્યની વધતી જતી અસરથી આજના નવલકથા સાહિત્યે ઘણી જ સારી પ્રગતિ કરી છે. આમાં રા. મુનશીની ઐતિહાસિક નવલકથાઓને (સામાજીક નહિં) આપણા સમયની ઉત્તમ કલામય કૃતિઓ કહી શકાય. ઉપરાંત રા. ધૂમકેતુ કૃત 'પૃથ્વીશ' પણ એક સારો ઉમેરો છે. આમ ગદ્યસાહિત્યનો ધીમે ધીમે ગુજરાતમાં વિકાસ થતો ગયો, અને આ ગદ્ય સાહિત્યના વિકાસ સાથે જ ગુજરાતમાં નાટ્ય સાહિત્યના વિકાસની પણ શરૂઆત થઇ.

ગુજરાતના નાટ્ય સાહિત્યમાં સ્વ. સાક્ષર શ્રી. નવલરામભાઇએ પહેલ કરી. એમનાં હાસ્ય તેમજ વીરરસથી ઉભરાતાં ઐતિહાસિક તેમજ સામાજીક નાટકો, ગણપતરામ ત્રવાડીકૃત 'રાણો પ્રતાપસિંહ, કાન્તકૃત 'ગુરૂ ગોવિન્દસિંહ' અને 'રોમન સ્વરાજ,' મણિલાલ દ્વિવેદીનાં સામાજીક નાટકો ગુજરાતનાં નાટકોમાં પુરોગામી છે. આમાં સ્વ. સાક્ષર સર રમણભાઇ નીલકંઠનો 'રાઈનો પર્વત' એક સ્વતંત્ર કૃતિ તરીકે નાટ્ય સાહિત્યમાં ઉત્તમોત્તમ કહેવાય.

આજના નાટ્ય સાહિત્યમાં સમસ્ત ગુજરાતના મહાકવિ શ્રી ન્હાનાલાલનું સ્થાન એક અને અદ્વિતીય છે. કવિશ્રીનાં 'જયા જયન્ત,' 'રાજર્ષિ ભરત' ને 'ઇન્દુકુમાર'—આ નાટ્ય ત્રિવેણી તો કેવળ

ગુજરાતના જ નહિં, હિંદના જ નહિં, પણ સારા વિશ્વના નાટ્ય સાહિત્યમાં પણ ઉચ્ચ પદ મેળવવાને સમર્થ છે. કવિશ્રીની અપદ્યાગદ્ય શૈલી જેટલી પ્રશંસનીય છે તેટલીજ અનુકરણ માટે અઘરી છે. કવિશ્રીનાં નાટકોએ તેમજ કાવ્યોએ ગુર્જર સાહિત્યમાં નૂતન ચેતન તથા નૂતન પ્રેરણાનાં રસ-ઝરણાંઓ વહેવડાવ્યાં છે. નવા વિચારો, નૂતન રસદષ્ટિ, ઉન્નત કલ્પનાનાં ઉડ્ડયનો, આર્ય હૃદયમાં રમણ કરતા સંસ્કારો તથા ભાવનાઓ, લાલિત્ય તથા સૌષ્ઠવ ઝરન્તી શૈલી, લાલિત્યપૂર્ણ શબ્દ બાહુલ્ય, કાલિદાસની ઉપમા, ભવભૂતિનું પાત્રાલેખન, બાણનો અદ્દ્ભુત તેમજ અસ્ખલિત શબ્દપ્રવાહ, ભારવિનું અર્થગૌરવ, તેમજ પ્રાચીન ભારતના આદર્શને સંપૂર્ણ રીતે સમજી તેને જીરવી પોતાનાં પાત્રો દ્વારા આદર્શ તરીકે જીવનમાં ઉતારવાની અદ્દ્ભુત કળા : આ સર્વે તત્વોનું સુરમ્ય અને સુસંગત એકીકરણ આપણને એમના મૌલિક નાટ્ય ગ્રન્થોમાં મળે છે. એમના એક પ્રશંસકે સત્ય જ કહ્યું છે કે:

'As a poet he ranks with Narasingh, Premanand and Dayaram. It is as a lyric poet that his genius flowers to perfection. By the witchery of his words, breathing the noblest human aspirations and sentiments, the poet plays the magician, and consequently, he has fascinated every household in Gujarat where his name has been a by-word. On most of the festive occassions of Hindu life, his songs have proved to be the greatest favourites with the youthful members of the Fair sex. In this sense he is the poet of the Modern Girl, as Dayaram was of the ladies of the preceding genenration.'

કવિની કાવ્યશક્તિ, પ્રતિભા, વર્ણનશૈલી, પાત્રાલેખન આદિનું આથી વધારે સુરેખ તથા તલસ્પર્શી શબ્દચિત્ર આલેખી શકાય એમ છે ? આના કરતાં વિશેષ પ્રશંસા શી હોઇ શકે ?

વસ્તુસ્થિતિ આમ હોવા છતાં પણ ન્હાનાલાલની શૈલીનું જીવન્ત અનુકરણ હજુયે ગુજરાતમાં થયું નથી, અને ભવિષ્યમાં થશે કે કેમ તે એક પ્રશ્ન છે. આનાં કારણો નીચે પ્રમાણે દર્શાવી શકાય. એમનાં નાટકો ઉચ્ચકોટિનાં તેમજ આદર્શોથી ભરપૂર હોઇ સામાન્ય જનતા ભાગ્યે જ તે વાંચે છે, અને કદાચ વાંચે તો ભાગ્યે જ તે જીરવી શકે એમ છે. કવિશ્રી ન્હાનાલાલની Platonic Philosophy અને Platonic Loveની કદર કરવાને ગુજરાત હજુયે પરિપકવ થયું નથી. વળી, એમની ધીરગંભીર, સંસ્કારી તેમજ વેગવતી અપદ્યાગદ્યશૈલીનું અનુકરણ કરતું એ કામ પણ ઘણું ઘણું કઠિન છે. વળી એમના વિચારોની પરિપકવતા તેમજ લાલિત્યપૂર્ણ શબ્દબાહુલ્ય ભાગ્યે જ સામાન્ય કોટિના લેખકોમાં હોય છે. આથી કવિશ્રી પોતે જેટલા સૂચનાત્મક અને સંક્ષિપ્ત ( Suggestice and Concise ) છે, અને આની સાથે જેટલા અસરકારક છે તેટલા ભાગ્યેજ સામાન્ય કોટિના લેખકો હોય છે. ન્હાનાલાલનાં લખાણોમાં કેવળ પાને પાને જ શું પણ પંક્તિએ પંક્તિએ આપણને મેધાના ચમકાર દેખા દે છે. એથી ઉલટું આજના ગુજરાતમાં લેખકો વાંચે થોડું અને લખે ઘણું એવું થઇ રહ્યું છે, અને આ જ કારણથી ન્હાનાલાલનાં નાટકો સાથે સરખાવતાં અન્ય લખાણો એટલાં બધાં મધ્યમ તેમજ અધમ કોટિનાં હોય છે કે જેની સમાલોચના કરવી એ પણ કેવળ બુદ્ધિ, તેમજ સમયનો વ્યર્થ વ્યય કરવા જેવું થઈ પડે છે.

કવિશ્રી હજુ પણ ભવિષ્યમાં પોતાના પૂર્વોક્ત ગ્રન્થો કરતાં પણ ઉચ્ચ કક્ષાના ગ્રન્થો ગુજરાતના ચરણે ધરે એમ આપણે ઇચ્છીએ છીએ. એમના કલ્પનાનાં ઉર્ધ્વગામી ઉડ્ડયનો, ઐતિહાસિક

રસદૃષ્ટિ, ઉન્નત ભાવનાઓ, આદર્શો જગવતાં પાત્રો—જેવાં કે પાંખડી, યશ, જયા, નેપાળી બેગણુ, શકુન્તલા અને નૂરજહાં—આદિથી ગુજરાત સંતુષ્ઠ થયું છે, અને ભવિષ્યમાં જો એઓશ્રી ગોગોલ, ગોરકી, શેકોવ, ટોલ્સટ્રોય, ટ્રાલોપ શો, રૅાગ અને ટાગોરના જેવાં સજીવ અને વાસ્તવિક પાત્રો રજુ કરે તો ગુર્જર નાટય સાહિત્ય એમનું વિશેષ અને વિશેષ ઋણી થાય એમ જો કહું તો તે વધારે પડતું નહિં લેખાય. કવિશ્રીમાં આ લક્ષણુની ખોટ એમના પ્રશંસકોને એટલી બધી સાલે છે તેમજ એ એટલું બધું સામાન્ય અને સર્વમાન્ય છે કે એ વિષે વધારે વિવેચન કરવાની જરૂર નથી.

વળી, છેલ્લાં દશેક વર્ષથી ગુજરાતના નાટય સાહિત્યની દિશામાં ઘણાયે ફેરફારો થવા પામ્યા છે, અને આ ફેરફારો ખરેખર ગુજરાતના નાટય સાહિત્યની ઉજ્જવળતાની આગાહી કરાવે છે. આજના ગુજરાતમાં હવે એક અંકી નાટકો લખવાની પ્રથા ધીમે ધીમે દાખલ થતી જાય છે. યૂરોપીય નાટયકારો જેવા કે શો, ઇબ્સેન, મોરીસ મેટરલીંક, પીરેન્ડેલો, ડ્રીન્કવોટર, ગેલ્સવર્ધી, સર જેમ્સ બેરી, લૅાર્ડ ડેન્સીની, એ. એ. મીલ્ને, આર્નોલ્ડ બૅનેટ, જે. જે. બેલ, ઓલીફંટ ડાઉન, અને હેરોલ્ડ બ્રીગ્હાઉસ આદિ નાટયકારોની અસર નવ ગુજરાતના ઉગતા લેખકો ઉપર ઠીક ઠીક માલમ પડે છે. આમાં રા. ઉમરવાડીઆ અને રા. પાઠકના પ્રયાસો સ્તુત્ય છે. એ ભાઇઓ હજુ પણ વધુ અને વધુ પ્રમાણમાં યૂરોપીય નાટયકારોની કલા તેમજ શાસ્ત્રીયતાનો અભ્યાસ કરે તેમજ તેઓને સંપૂર્ણ રીતે જીરવી ગુજરાતી સાહિત્યમાં ઉતારવાનો પ્રયત્ન કરે તો ભવિષ્યમાં એઓએ લખ્યાં છે તેના કરતાં પણ સારાં નાટકો લખી શકે એમ છે. રા. ઉમરવાડીઆનું પાત્રાલેખન ઘણું જ સચોટ છે. એમની શૈલી સાક્ષરી છતાં પણ આડંબર વિનાની છે; એમનાં સ્ત્રીપાત્રો ઘણાં જ તેજસ્વી છે, અને ભવિષ્યમાં જો એ ભાઇ વિષયની પસંદગી, તેમજ

ભાષા ઉપર વિશેષ લક્ષ્ય આપી વધુ યત્ન કરે તો અવશ્યે ગુજ-રાતના નાટ્ય સાહિત્યને એઓ અપનાવી શકે એમ છે.

અંગ્રેજી એક-અંકી નાટકોની કલા અને શાસ્ત્રીયતા વિષે મી. જે. ડબ્લ્યુ. મેરીયટ નીચે પ્રમાણે લખે છે:

'The one-act plays which can be read aloud in twenty minutes or half an hour shows how a single theme can be presented, developed and brought to a climax with the minimum of material and the maximum of dramatic effect. Classical five-act plays usually contain three or more interweaving stories, and the continual change of scene, and 'jumping' from plot to plot tend to bewilder. The one-act play is ideal as a first step in the appreciation of drama.'

'It is fortunate that the one act play is now accepted as a legitimate form of dramatic art— as legitimate as the short story or the miniature and the playwrights who are still working in our midst have already produced such a quantity of excellent short plays.

'The one act plays contain no words that have become obsolete, or have changed their meaning; there are no obscure allusions that belong to a different century; their lauguage is as familiar as that of the newspapers and

magazines; and their outlook is that of the present day.'

અહિંઆ હું એટલું જ જણાવવા માગું છું કે ભવિષ્યમાં જો ગુજરાતી નાટયકારો આ ઉપર દર્શાવેલા નિયમોને અનુસરીને વર્તશે તો મ્હને આશા છે કે ગુજરાતમાં પણ આપણે સર્વાઙ્ગ સુંદર એક અંકી નાટકો પ્રસિદ્ધ કરવાને શક્તિમાન્ થઇશું.

વસ્તુસ્થિતિ આમ હોવા છતાં પણ ગુજરાતના ઉગતા નાટયકારો જો એક અંકી નાટકો લખવામાં કળા કૌશલ્ય દાખવશે નહિ, તેમજ એક-અંકી નાટકોની શાસ્ત્રીયતાને સંપૂર્ણ રીતે જીરવી અમલમાં મુકશે નહીં, તો મ્હને ભય છે કે ભવિષ્યમાં ગુજરાતનું એક-અંકી નાટય સાહિત્ય બજારૂ, નિર્માલ્ય તેમજ કલાવિહોણું થઇ જશે. માટે આ વિષય ઉપર હું ખાસ ભાર મુકું છું.

વળી, રા. મુનશીનાં પૌરાણિક નાટકો પણ આજના નાટય સાહિત્યમાં એક સંગીન ઉમેરો કરે છે. આ નાટકોનું વસ્તુ રા. મુનશીએ મહાભારત-પુરાણમાંથી લીધું છે, અને કલ્પનાશક્તિના બળથી એને વ્યવસ્થિત કરીને એ જમાનાનું યથાશકય વાતાવરણ ઉભું કરવાનો પ્રયત્ન કર્યો છે. પૌરાણિક બનાવોમાં રા. મુનશીએ બહુ જ સ્વલ્પ ફેરફારો કર્યા છે, અને તેમાં પણ મુખ્યત્વે કરીને આ નાટકોની ભાવનાને તથા પાત્રોનાં વ્યક્તિત્વને જે પ્રતિકુળ હોય તે ફેરવ્યું છે. આ પૌરાણિક આખ્યાનોને કલામય દૃષ્ટિએ ગુંથી રા. મુનશી એમને સજીવ, જ્વલંત તેમજ વાસ્તવિક બનાવવાને ભાગ્યશાળી નિવડયા છે, અને તે માટે એમને ધન્યવાદ ઘટે છે. વળી કવિ કુલગુરૂ કાળિદાસ જેવા કલાસ્વામિઓ પણ પ્રાચીન વસ્તુના પાયા ઉપર કલામંદિરો બાંધતાં જે યોગ્ય અને અનુકૂળ ફેરફારો હંમેશાં કરે છે તેવા ફેરફારો રા. મુનશીએ પણ આ પૌરાણિક નાટકોમાં કર્યાં છે, અને એમાં એઓ કેટલે અંશે સફળ થયા છે

 

તે જાણીતું જ છે. રા. મુનશીના 'પુરંદર પરાજય' અને 'અવિભક્ત આત્મા' માં કૌટુમ્બિક જીવનની બે ભિન્ન ભિન્ન ભાવનાઓનું નિરૂપણ છે. 'પુત્ર સમોવડી' અને 'તર્પણ'માં સ્વદેશભક્તિ અને સ્વાતંત્ર્યની ભાવના પ્રધાન છે.

શબ્દોની પસંદગી વિષેની રા. મુનશીની બેદરકારી હવે ઢાંકી ઢંકાઈ રહે એમ નથી. એ બેદરકારીપણું તો હવે દિવસે દિવસે પ્રસિદ્ધિમાં આવતું જાય છે. કદાચ એમની ઉતાવળીયા તેમજ ધાંધલિયા વૃત્તિનું આ પરિણામ હોય એમ બને ! 'Mr. Munshi is a hustler of the Yankee type' એમને વિષે ઉચ્ચારાયેલું આ કથન જેટલું વાસ્તવિક છે તેટલું જ સત્ય છે, એમ જો હું કહું તો તે અતિશયોક્તિભર્યું કદાપિ પણ નહિં લેખાય. વળી, રા. મુનશીનામાં ન્હાનાલાલનું શબ્દબાહુલ્ય પણ નથી, તેમજ ન્હાનાલાલની સંક્ષિપ્ત તેમજ સૂચનાત્મક ગદ્ય શૈલીનો પણ એમનામાં અભાવ છે; અને આથી જ એમનાં નાટકો ન્હાનાલાલનાં નાટકો સાથે સરખાવતાં ઝાંખાં પડે છે એ દિવા જેટલું સ્પષ્ટ છે. વળી, એમનાં નાટકોની વસ્તુસંકલનામાં પણ ઠેકઠેકાણે શિથિલતા નજરે પડે છે. 'પાત્રોનાં વ્યક્તિત્વનું નિરૂપણ મુખ્ય પાત્રોના સંબંધમાં સારૂં છે, પણ ગૌણ પાત્રોના વ્યક્તિત્વનું નિરૂપણ નબળું રહે છે.' અને રા. મુનશી જે કલાકાર હોવાનો દાવો કરે છે તેમને મ્હારી એટલી જ વિજ્ઞપ્તિ છે કે કલાની દૃષ્ટિએ આવી ખામીઓ ભાગ્યે જ ક્ષંતવ્ય લેખી શકાય.

આ ઉપરાંત રા. મુનશીની 'કાકાની શશી' એ નામનું સામાજીક પ્રહસન અને 'ધ્રુવસ્વામિની દેવી,' તેમજ રા. રમણલાલ દેશાઇની 'સંયોગિતા,' રા. ચંદ્રવદન મ્હેતાનો 'અખો' આદિ અન્ય લેખકોના છુટાછવાયા પ્રયાસો ગુજરાતના નાટ્ય સાહિત્યમાં ઠીક ઉમેરો કરે છે.

વળી, આનંદની વાત એ છે કે ગુજરાતી સ્ત્રીઓ પણ નાટ્ય

સાહિત્યની દિશામાં રસ લે છે. સૌ. બ્હેન હંસાગૌરીનાં 'ત્રણ નાટકો' અને સૌ. બ્હેન લીલાવતીનાં નાટકોએ ગુજરાતી નાટય સાહિત્યમાં એક નવીન જ ભાત પાડી છે.

આ બન્ને સંસ્કારી બહેનોની ભાષાશૈલી ઘણી જ સંસ્કારી, સરળ તેમજ વિચારવન્ત છે. સૌ. બ્હેન હંસાનું પાત્રાલેખન ઘણું જ વાસ્તવિક, હૃદયંગમ તેમજ જવલંત છે, આ બ્હેન જો નાટય સાહિત્યની દિશામાં પોતાના પ્રયત્નો ચાલુ રાખે તો મ્હને આશા તેમજ વિશ્વાસ છે કે ભવિષ્યમાં એ બ્હેન સર્વાઙ્ગ સુંદર અને કલાત્મક નાટકો લખી શકે એમ એમના પ્રયાસો ઉપરથી જણાય છે.

ગુજરાતી સાહિત્યમાં હજુયે અન્ય ભાષાનાં ઉત્તમોત્તમ નાટકોનાં ભાષાંતરો થવાની જરૂર છે. સંસ્કૃત ભાષાનાં લગભગ બધાંયે ઉત્તમોત્તમ નાટકોનું ભાષાંતર થઇ ગયું છે. આમાં સાક્ષર શ્રી કે. હ. ધ્રુવનો ફાળો ઘણો જ સંગીન કહેવાય. તે ઉપરાંત રા. બખ્ખર, રા. ન્હાનાલાલ ' રા. ઠાકોર, રા. ઝવેરી આદિ અન્ય લેખકોના છુટાછવાયા પ્રયત્નો અલબત્ત પ્રશંસાને પાત્ર છે. રા. ત્રિપાઠી ને રા. મેઘાણીનાં રૅાયનાં નાટકોનાં ભાષાંતરો; રા. મહાદેવ દેશાઇ અને રા. નરહરિ પારેખનાં ટાગોરનાં ભાષાંતરોનો પણ આ દિશામાં સરસ ફાળો છે. પણ આપણે ઇચ્છીએ છીએ કે હજુ પણ અન્ય ભાષાનાં ઉત્તમોત્તમ નાટકોનું ભાષાંતર જો વધુ અને વધુ પ્રમાણમાં થાય તો મ્હને આશા છે કે ગુજરાતનું નાટય સાહિત્ય વિશેષ સમૃદ્ધ થાય.

વળી, આજના ગુજરાતમાં બાળ સાહિત્યનાં નાટકો પણ ધીમે ધીમે લખાવા માંડયાં છે. આથી અવશ્યે બાળ હૃદય ઉપર ઘણીજ ઉંડી છાપ પડે, અને બાળકો અવશ્યે આવાં નાટકો હર્ષ અને ઉમંગભેર વાંચે. આ દિશામાં રા. ગિજુભાઇ, શ્રી૦ તારા બ્હેન મોડક, આદિનાં પ્રયાસો સુંદર છે. આજના જમાનામાં માનવ હૃદયને શું

શું ગમે, કયા સંજોગોમાં કયા ભાવો અને આદર્શો જનતાને અનુકૂળ થાય, તેમજ વાંચક વર્ગને કયો વિષય રુચિકર થઇ પડે; આવી આવી સ્થિતિનું સંપૂર્ણ માપ કાઢી જો નાટકો લખાય, તો અવશ્યે તેઓ સફળ અને ઉપયોગી થાય.

આ તો ઢાલની એક બાજુ થઈ. આપણે સાથે સાથે ઢાલની બીજી બાજુ પણ તપાસવી જોઇએ. ગુજરાતમાં 'ઉગતી જુવાની' ને 'મોહનમાયા' જેવા નાટકોના લખનારાઓ પણ પડયા છે. આ સ્થળે મ્હારી એટલી જ નમ્ર વિનતી કે આવા નાટયકારો જો પોતાનો સમય આવી દિશામાં વ્યય ન કરતાં કોઈ અન્ય દિશામાં વાપરે તો અવશ્યે કાંઇક રચનાત્મક સાહિત્ય તેઓ ઉપજાવી શકે.

ઉપરાંત આજના ગુજરાતમાં કયાં છે રોયના જેવાં મર્દાનગીભર્યા શૌર્ય તેમજ સ્વદેશભક્તિથી ઉભરાતાં ઐતિહાસિક અને સામાજીક નાટકો ? કયાં છે ટાગોરના જેવાં જીવન્ત તેમજ જ્વલન્ત આદર્શો ચિતરનાર નાટકો ? કયાં છે ટોલ્સટોય, શો, સર જેમ્સ બેરી, ઇબ્સન, બેનેટ અને ગેલ્સવર્ધી કૃત સર્વદેશીય પ્રશ્નો ચર્ચતાં, ખરી વસ્તુસ્થિતિનું ભાન કરાવતાં, માનવ હૃદયમાં સોંસરા પેસી જતાં, જીવનના વિવિધ પ્રશ્નો ઉપર પ્રકાશ પાડતાં સામાજીક, ઐતિહાસિક તેમજ રાજકીય નાટકો ? કયાં છે આજના ગુજરાતમાં રૂશીઆનો Mass drama ? ગણ્યાગાંઠયા નાટયકારો સિવાય આજનું નાટય સાહિત્ય ઘણું જ પછાત છે. અને ભવિષ્યમાં ગુજરાત આ દિશામાં પહેલ કરશે કે કેમ તે એક ગંભીર પ્રશ્ન છે.

છતાં પણ ગુજરાતી સાહિત્યે છેલ્લાં દશેક વર્ષોમાં જે વિદ્યુત્‌વેગે પ્રગતિ કરી છે તેવી પ્રગતિ જો ભવિષ્યમાં ચાલુ રહે તો જોતજોતામાં આવાં નાટકોની ઉણપ પુરાય, ગુજરાતનું નાટય સાહિત્ય ખીલે, હિંદનાં નાટય સાહિત્યમાં સારૂં પદ પ્રાપ્ત કરવાને ભાગ્યશાળી

થાય, અને પ્રેમાનંદે સેવેલાં સ્વપ્નો ફળીભૂત થાય. ગુજરાતના ગદ્ય તેમજ નાટય સાહિત્યને આમ નિર્માલ્યતામાંથી ઉગારનાર મહાત્મા ગાંધી, રા. ન્હાનાલાલ ને રા. મુનશીનો ફાળો ઘણો કહેવાય.

આ પ્રાસંગિક વિવેચન કર્યા બાદ પ્રસ્તુત નાટક વિષે થોડા શબ્દો કહીશ. આ નાટકનું મૂળ મીસ રોબીન્સને લખેલા 'અન્ડર સેન્ટન્સ' નામના અંગ્રેજી નાટકમાં છે. પરંતુ તેમાં પ્રસંગાનુસાર યોગ્ય સુધારા વધારા ઘણા કરવામાં આવ્યા છે. ટુંકમાં આ નાટકનું વસ્તુ નીચે પ્રમાણે છે.

મહારાજ શિવાજીના મૃત્યુ પછી શહેનશાહ ઔરંગઝેબે રાજા સંભાજીનો ઘણી જ ક્રુર રીતે મોગલ દરબારમાં વધ કરાવ્યો હતો. આ અધમ, નિંદનીય, ગાત્રોને શિથિલ કરે તેમજ પાષાણ જેવા હૃદયને પણ પીગળાવે એવા દુષ્ટ કૃત્યથી પણ તેને સંતોષ ન વળ્યો અને તરત જ તેણે સંભાજીના બાળપુત્ર શાહુને મોગલોને સ્વાધીન કરવાનો હુક્કમ કર્યો. પણ મરાઠાઓ કાંઈ આમ ડરી જાય એવા ડરપોક તેમજ હિચકારા ન હતા. તેઓએ ગમે તે ઉપાયે પણ પોતાના રાજાની સહિસલામતિ સાચવવાના સોગંદ લીધા, આ પ્રતિજ્ઞા પાલન માટે તેઓ કટિબદ્ધ થયા, અને તરત જ શહેનશાહની આજ્ઞાનો ઈન્કાર કરી મોગલ દૂતને વિદાય કર્યો.

જ્યારે બળથી ફાવ્યા નહિં ત્યારે મોગલોએ યુક્તિપ્રયુક્તિથી કામ લીધું. અને જોતજોતામાં મરાઠા સેનાધિપતિ રામચંદ્રને લાંચ આપી પોતાનો કરી લીધો, અને આ વિશ્વાસઘાતી, રાજદ્રોહી તેમજ નિર્લજ્જ મરાઠાની સહાયથી મોગલો ઘણી જ સહિસલામત રીતે શાહુને મોગલ દરબારમાં કેદી તરીકે લઇ જવાને ભાગ્યશાળી થયા. આ કૃત્યથી મરાઠા કે જેઓનાં હૃદય સ્વતંત્રતા તેમજ સ્વદેશોન્નતિની તીવ્ર ભાવનાથી છલકાતાં હતાં. જેઓ છિન્નભિન્ન તેમજ અસ્તવ્યસ્ત થઇ રહેલા મહારાષ્ટ્રના જીર્ણોદ્ધાર તેમજ સહિસલામતિ

માટે ભગીરથ પ્રયત્નો કરી રહ્યા હતા, અને જેઓને વિજય પ્રાપ્તિ ઘણી જ પાસે દીસતી હતી, તે આ કૃત્યથી હતાશ થયા. તેઓની આશાનાં દુર્ગમ દુર્ગો તુટી પડયા, ઉલ્લાસ મંદ થયો, જીવનની અસ્મિતા ઓસરતી ગઇ, અને સમસ્ત મહારાષ્ટ્ર જે આશાવાદથી જીવતું હતું તે હવે દિનપ્રતિદિન નિરાશાવાદી થતું ગયું.

આ બાજુ મોગલ તખ્તમાં રાજા શાહુએ પોતાના વ્યક્તિત્વથી, એક રાજવંશીને છાજે એવી વર્તણુકથી, કાલાંઘેલાં વેણુથી, તેમજ પ્રસન્ન મુખમુદ્રાથી જોત જોતામાં આખા મોગલ દરબારનાં માણસોને તેમજ સ્ત્રીઓને પોતાનાં કરી મુકયાં. આખા મોગલ દરબારમાં ન્હાનાં મ્હોટાં સૌને મ્હોંએ તેની પ્રશંસા થવા માંડી, અને રાજ-કુમારી ઝિન્નત્-ઉન્-નિસા તો એના સાન્નિધ્યથી, વાર્તાલાપથી તેમજ પ્રતિભાથી એટલી બધી અંજાઈ ગઇ કે એનાથી એક ક્ષણ પણ વિખુટું પડવું તે પણ તેણીને દોહ્યલું લાગતું. આથી જયારે ઔરંગ-ઝેબે શાહુને ઇસ્લામી ધર્મ સ્વીકારવા સૂચના કરી ત્યારે આ રૂપકુલ ગુણસંપન્ન મોગલ રાજકુમારીએ શાહુ માટે પોતાના ઉભરાઇ જતા વાત્સલ્ય સ્નેહના પ્રભાવે ઔરંગઝેબને ઘણીજ આગ્રહપૂર્વક વિનવણી કરી અને શિવાજીને આ પાપ તેમજ પરિતાપમાંથી મુક્ત કરી તેની સહિસલામતિ સ્થાપી.

ત્યાર પછી શહેનશાહ ઔરંગઝેબ અને શાહુનો પ્રસંગઃ આ દૃશ્ય જેટલું હૃદયંગમ છે, તેટલુંજ વાસ્તવિક છે. રાજા શાહુ પોતાની પ્રખર બુદ્ધિમત્તાના પ્રભાવથી જીવનના પરમ તેમજ અગમ્ય રહસ્યને કેટલી સહૃદયતાથી ઉકેલે છે, વળી ઔરંગઝેબ જેવા ક્રૂર હૃદયી, ધર્માન્ધ, સંકુચિતવૃત્તિશીલ તેમજ મગરૂર શહેનશાહ પાસે જઇ સ્મિત વદને, પુલકિતહૃદયે અને નિર્ભય ચિત્તે તેની સ્હામે બેસી વાર્તાલાપ કરે છે, તેમજ ઔરંગઝેબ જેવા શહેનશાહની માનસિક સ્થિતિનું સંપૂર્ણ માપ કાઢી ત્હેને કેવી તાર્કિક દલીલોથી મ્હાત કરે છે, અને તેની ખરી વસ્તુસ્થિતિ અને અસ્તિત્વનું આબેહુબ ભાન

કરાવે છે, તેમજ આ સ્થિતિ શા શા કારણોથી ઉપસ્થિત થવા પામી, અને અંતે આ વિષમ સ્થિતિમાંથી ઉગરવાના માર્ગો પણ સાથે સાથે કેવી વિવેકબુદ્ધિ અને છટાદાર શૈલીથી દર્શાવે છેઃ આ સર્વે ભાવોને ઘણીજ અસરકારક રીતે દર્શાવતું આ ત્રિઅંકી નાટક છે.

વળી, માનવજીવનમાં પાપનું પ્રાયશ્ચિત્ત કેટલું સુખકર તેમજ અસરકારક નીવડે છે તે શહેનશાહ ઔરંગઝેબના દૃષ્ટાંતથી સિદ્ધ થાય છે. વળી આ પશ્ચાત્તાપના પ્રભાવે મનુષ્યનો હૃદયપલટો કેટલી સહેલાઈથી થાય છે તેમજ વજ્ર હૃદયી માણસો પણ આના પ્રભાવે કુસુમ જેવાં કોમળ થાય છે, આ સર્વે વસ્તુનું જ્વલંત અને જીવન્ત ચિત્ર આ નાટક ખડું કરે છે.

વળી, બાળહૃદય અને વૃદ્ધહૃદય કેટલી સરળતા, સંપૂર્ણતા, અને નિર્દોષતાથી એકમેકને પીછાની અન્યોન્યની અગાધતા તેમજ નિર્જીવતા માપી શકે છે; તેમજ સાત્વિક પ્રેમના પ્રભાવ આગળ આખરે ધર્મ અને ભય પણ કોરે મુકાય છે—આ બે સનાતન તત્વો આપણને શાહ અને ઔરંગઝેબના દૃશ્યમાં, અને શાહ અને કુમારી ઝિન્નત્–ઉન્–નિસાના દૃશ્યમાં મળે છે; અને કાંઇ આવાં આવાં સનાતન તત્વો નાટકનાં પાત્રો દ્વારા ગુંથી જનસમાજ આગળ મુકવાં એજ આ નાટકનો પ્રધાન હેતુ છે.

આ નાટક "જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"ના એક મણકા તરીકે છપાવવાનું ભાઇ જીવનલાલ **અ. મહેતાએ** સ્નેહભાવે સ્વીકારવાથી વહેલું પ્રસિદ્ધીમાં આવ્યું છે.

જરીવાલા મેન્શન્સ,
હ્યુજીસ રોડ,–ચોપાટી.
મુંબઈ, તા. ૩૦–૫–૩૦

**અંબેલાલ નારણજી જોશી.**



# વીર શાહુ

## [ સત્તરમી સદીનું એક ઐતિહાસિક ત્રિઅંકી નાટક. ]

**નાટકનાં પાત્રો:**

**શિવાજી:** મરાઠાઓનો રાજા (સંભાજીનો પુત્ર).

**ઔરંગઝેબ:** મોગલ શહેનશાહ.

**યેશુબાઈ:** તેની મા, (સંભાજીની પત્ની). **ઝિન્નત્-ઉન્-નિસા:** તેની પુત્રી.

**રાજારામ:** તેનો કાકો. મરાઠા રાજ્યના ઉમરાવો.

**સન્તાજી:** સેનાનાયક. ત્રણ મોગલ ઉમરાવો.

**રામચંદ્ર:** રાયગઢનો પ્રધાન. દૂત, દરવાન, વિગેરે.

## અંક પહેલો

( **સ્થળ :** રાયગઢમાં આવેલા રાજ્યમહેલનો એક સુશોભિત ખંડ. પાછળ રાજ્યસિંહાસન અને તેની આગળ પ્રધાન મંત્રી ઉભા છે. જમણી અને ડાબી બાજુએ બાળ શિવાજી, યેશુબાઇ, રાજારામ અને રામચંદ્ર બેઠા છે. તેઓની પાછળ મરાઠા ઉમરાવો ઉભા છે ).



**મુખ્ય પ્રધાન:** ઓ મહારાષ્ટ્રના નરવીરો, આજે આપણે આપણા સ્વર્ગવાસી મહારાજા સંભાજીની ખાલી પડેલી રાજ્યગાદીએ નવા ઉત્તરાધિકારી નીમવા એકત્ર થયા છીએ, તો આપણે આપણા રાયગઢના પ્રધાન-થી જ પ્રથમ શરૂ કરીશું. બોલો રામચંદ્ર ! તમારી આ વિષયમાં શી સલાહ છે ?

**રામચંદ્ર:** મ્હારે એ બાબતમાં કાંઇ પણ કહેવાનું નથી.

**મુખ્ય પ્રધાન**: કાંઇ નહિં ? જે માણસે સમસ્ત મહારાષ્ટ્રના ઉત્કર્ષ માટે, હિંદુઓના રક્ષણ માટે, તેમજ ગોબ્રાહ્મણ પ્રતિપાલન માટે પોતાનો પ્રાણ ત્યજ્યો, અને જ્યારે તેનો જ તેજસ્વી પૌત્ર આમ તમારી નરી આંખ આગળ ઉભો છે ત્યારે આમ કહેતાં તમે શું શરમાતા નથી?

**રામચંદ્ર** : શું આજના કટોકટીના પ્રસંગે એક બાળકને મહારાષ્ટ્રના રાજ્યસિંહાસને બેસાડશો? જો આમ થશે તો અવશ્યે મોગલો સ્હામે આપણને લડવું ભારે થઇ પડશે.

**રાજારામ** :( એકદમ સિંહસમાન ગર્જના કરતાં ) કદાપિ નહિં ! કદાપિ નહિં ! મોગલો આપણને મન તુચ્છ તેમજ નિર્માલ્ય છે. આપણા મરેલા માણસો પણ એ જીવતા મોગલો કરતાં વધારે સારા છે, કારણ કે આપણને એ મરેલાઓમાંથી પણ પ્રેરણા મળે છે. શું આપણે મનુષ્યો છીએ કે હિચકારાઓ કે આમ મોગલોની મદાન્ધતા તેમજ આપખુદીપણાને એકદમ તાબે થઈશું ? મહારાજ શિવાજીએ જ આપણને પ્રથમ સ્વતંત્રતાનો મંત્ર શીખવ્યો હતો. ( તેમના નામને ધન્ય હો ! ) આપણે કદાપિ પણ તે ભુલીશું નહિં. આથી આપણે માથે ઘણીયે વિપત્તિઓ પડી છે, પારાવાર દુઃખ થયું છે, તેમજ અનેકાનેક કષ્ટો સહન કરવાં પડયાં છે, પણ આપણામાં એક પણ મનુષ્ય શું આજે એવો છે કે જેની નસેનસમાં સ્વાતંત્ર્ય પ્રાપ્તિ માટે અસ્ખલિત લોહી વહે છે, તેમજ દુશ્મનોનો પરાભવ કરવાની તીવ્ર ઇચ્છા છે–તે આમ વિના પ્રયત્ને દુશ્મનોની ગુલામગિરિ સ્વીકારી

પોતાનો આત્મા તેમજ દેહ સદાને માટે કલંકિત કરશે ?

**સંતાજી**: મરાઠા વીરો ! આપણા સ્વર્ગવાસી મહારાજા સંભાજીના સાવકાભાઈ વીર રાજારામને મહારાષ્ટ્રના રાજા બનાવવા વિષે આપ સર્વેનો શો અભિપ્રાય છે ?

**રાજારામ**: ( વિરોધીઓના હાથ પકડતાં ) એ કદાપિ બની શકે એમ નથી. આપણે સર્વે સારી પેઠે જાણીએ છીએ કે મહારાજ શિવાજી પોતાના માણસોમાં કેટલો પ્રેમ-ઉત્સાહ અને આશા પ્રેરી શકતા હતા. એમની સહૃદયતા, કર્તવ્યભાન, નિષ્કલંકચરિત્ર, ઉદારદિલ અને નિખાલસપણાથી એ આપણને કેટલા બધા પ્રિય થઇ પડયા હતા ! આજે એમની આશા, ઉત્સાહ, પ્રેરણા અને આદર્શ આપણે આ બાળકમાં જોઇએ છીએ, અને આપણી ફરજ છે કે એનો મહારાષ્ટ્રના રાજા તરીકે આજે રાજ્યાભિષેક કરવો.

**યેશુબાઈ**: મ્હારા ઉમરાવો ! જો એક સ્ત્રીને બોલવાની આજ્ઞા હોય તો મ્હારે કાંઈક કહેવાનો વિચાર છે.

**મુખ્ય પ્રધાન**: માતાજી ! ઘણી જ ખુશીથી આપ બોલી શકો એમ છો. આપના શબ્દો સાંભળવા હમો ઘણા જ ઇંતેજાર છીએ.

**યેશુબાઇ**: જો તમો સર્વેને માન્ય હોય તો બાળ શિવાજીને રાજા બનાવો, અને એના બાલ્યકાળ પર્યન્ત રાજારામને સઘળો રાજ્યવહિવટ ચલાવવા દો.

**સર્વે**: હા ! હા ! માતાજી ! આપની સલાહ હમોને માન્ય છે.

**મુખ્ય પ્રધાન** : એ ઘણા જ આનંદ અને સંતોષની વાત છે કે આપણને મહારાજ શિવાજી જેવા રાજાના પુત્રો તેમજ પોત્રો રાજા તરીકે મળે છે. આથો આપણાં હૃદય આનંદના ઉમળકાથી ઉભરાઈ જાય છે. ઉમરાવો! હવે થોડા-જ સમય પછી બાળ શિવાજીનો રાજ્યાભિષેક કરવામાં આવશે. પણ એ થાય તે પહેલાં આપણે આપણી તાબેદારી, નીમકહલાલી તેમજ આ નવા રાજા પ્રત્યેની એકનિષ્ઠ વફાદારીના સોગંદ લઇએ. વીર રાજારામ! તમો આ સર્વે સભાજનોની હાજરીમાં બાળ શિવાજીને રાજ્યગાદી ઉપર બેસાડો અને સર્વે ઉમરાવોને પોત પોતાની ફરજ તેમજ જવાબદારીનું ભાન કરાવો.

( રાજારામ વિનયથી બાળ શિવાજીને એક હાથે લઇ રાજ્ય-સિંહાસન પાસે લઇ જાય છે અને વિવેકથી રાજ્યસિંહાસન ઉપર બેસાડે છે ).

**રાજારામ** : ( સિંહાસનના પાછલા ભાગ ઉપરથી ) મ્હારા રાજ્યના સલાહકારો, ઉમરાવો અને સભાજનો! આપણે સર્વેએ આ બાળ રાજાના જન્મથી જ તેમજ જન્મ પહેલાં મહારાષ્ટ્રનો કીર્તિ રૂપી ભાસ્કર જે અસ્ત થયો હતો તેને ઉદિત કરવાને પ્રતિજ્ઞા લીધી હતી. આમ છતાં પણ આપણી મહત્વાકાંક્ષાઓ હજુ પરિપૂર્ણ થઇ નથી. આપણી આ પવિત્ર માતૃભૂમિ દુશ્મનોના પગરવથી અપવિત્ર થાય છે, આપણા હિંદુભાઇઓ દિવસે દિવસે વધુ અને વધુ પ્રમાણમાં ઇસ્લામી ધર્મમાં વટલાતા જાય છે; આપણાં ફળદ્રુપ ખેતરો, નમુનેદાર બાગ બગીચાઓ, ફળથી લચેલાં વૃક્ષો તેમજ લીલાં-છમ જંગલોને મોગલો દિવસે દિવસે ઉજ્જડ કરતા જાય

છે, આપણા ધન ધાન્ય, રાચ રચીલાં તેમજ સ્ત્રી બાળકોને બળાત્કારે હરી લઇ ઘણી જ શરમાવનારી રીતે ગુલામ તરીકે દિલ્હીના ભર બજારમાં લીલામ કરે છે. આપણાં ધર્મમંદિરોમાં પ્રવેશી મંદિરના નિર્દોષ બ્રાહ્મણ પૂજારીઓની ક્રુર રીતે કત્લ કરે છે, સુવર્ણની મૂર્તિઓ ભાંગી તોડી વેચી નાખે છે, મંદિરોને તોડી પાડી તેઓની જગ્યાએ નવે-સરથી મસ્જિદો બાંધી જ્યાં પહેલાં 'રામકૃષ્ણ' ના જયનો ધ્વનિ સંભળાતો ત્યાં હવે 'અલ્લાહો અકબર' અને 'બિસ્ મિલ્લાહ'ના પડઘાઓ પડે છે, અને આપણાં ધર્મપુસ્તકો ગમે ત્યાંથી મેળવી ફાડી નાંખે છે અને બાળી દે છે, જુલ્મી કરવેરાઓ આપણે શિર નાંખે છે, અને સમસ્ત મહારાષ્ટ્રમાં આજે જ્યાં જુઓ ત્યાં મોગલો બળાત્કારે આપણી બ્હેનો તથા માતાઓની ધોળે દિવસે ઇજ્જત લુંટે છે, હિંદુઓને કાફિર ગણી સનદી નોકરીમાંથી બરતરફ કરે છે અને ઘણા જ તિરસ્કારથી મ્હોંમાં થુંકે છે. તેમજ આખા દેશમાં લુંટફાટ, કાપાકાપી, મારામારી તેમજ ચોરીઓ હર-હમેંશ થયા કરે છે. વળી, ઘણા જ દુઃખની વાત એ છે કે કાલે જ આપણા આ નવા રાજાના પૂજ્યપાદ પિતા સંભા-જીને ધર્માન્ધ તેમજ મદાન્ધ શહેનશાહ ઔરંગઝેબે એટલું બધું શારીરિક તેમજ માનસિક કષ્ટ આપ્યું હતું કે જે કહેતાં મ્હારો કંઠ રૂંધાય છે, તેમજ અંગ કંપે છે. ત્યારબાદ તેમનું મસ્તિષ્ક એટલી બધી ક્રુરતાથી કાપી નંખાવવામાં આવ્યું કે ન પૂછો વાત ! આનાથી પણ સંતોષ ન થતાં તેણે આપણા રાજાજીનું શિર ઘણી જ નિર્લજ્જ રીતે દક્ખણનાં મુખ્ય શહેરોમાં ફેરવ્યું, અને આખરે કુતરાં, ગીધ તેમજ ગર્ધવોને

ખોરાક તરીકે આપવામાં આવ્યું ! આ સ્થિતિ, આ અપમાન શું હવે વધુ સમય સહન કરી શકાય એમ છે ? જ્યાં સુધી આપણે આ વૈરનો બદલો ન લઈએ ત્યાં સુધી આપણો વૈરાગ્નિ શાન્ત પડનાર નથી, અને આપણને કોઇ પણ પ્રકારની શાન્તિ મળી શકે એમ નથી. જ્યાં સુધી આપણો દેશ સ્વતંત્ર, સુખી અને સંપત્તિવાન્ થાય નહિં, જ્યાં સુધી મોગલોને હાંકી કાઢવામાં આવે નહિં, ત્યાં સુધી આપણે કોઇએ પણ પાછી પાની ન કરવાની, તેમજ હિંમત ન હારવાની પ્રતિજ્ઞા લેવાની છે. વળી, જ્યાં સુધી મહારાષ્ટ્રના દરેક દરેક ઘરમાં શાન્તિ સ્થપાય નહિં, દરેક ખેતર તેમજ જમીનની ફળદ્રુપતા તેમજ સહિસલામતી જળવાય નહિં, ત્યાં સુધી આપણે આ ધર્મયુદ્ધ સતત ચાલુ રાખવાની જરૂર છે. દુશ્મનોને કોઈ પણ પ્રકારે આપણા દેશમાં સ્થાન ન મળવું જોઇએ, અને જ્યાં સુધી આપણને સંપૂર્ણ સ્વતંત્રતા ન મળે ત્યાં સુધી આપણે શસ્ત્રો ન ત્યજવાં એવી ભીષ્મપ્રતિજ્ઞા લઇ રણમાં ઝંપલાવવાનું છે. ( 'હા, હા,' 'સ્વતંત્રતા, સ્વતંત્રતા,' 'મોગલોનો પરાજય,' 'મહારાષ્ટ્રની જય' –આદિના પોકારો ) હું તો આપના રાજાનો એક નમ્ર અને તાબેદાર સેવક છું, અને તમો સર્વેએ તમારી એકનિષ્ઠ સેવા તેમજ પ્રતિજ્ઞામાં મક્કમ રહેવું. તમ્હારી સેવા તમ્હારે મ્હને સોંપવી, પણ તમ્હારાં વફાદારી ને પ્રેમભાવ તો તમ્હારા આ પૂજ્ય સ્વામિ માટે જ રાખવાં જોઇએ !

( હસ્તાંગુલિથી શિવાજી નિર્દેશે છે. )

**સર્વે :** ( હર્ષના આવેશમાં ) શિવાજીની જય ! શિવાજીની જય !

**રાજારામ** : આપણે આપણી સ્વતંત્રતા મેળવવાનું ધર્મયુદ્ધ આરંભીએ તે પહેલાં આ બાળ રાજા શિવાજીને નમસ્કાર કરીએ. ( રાજારામ બાળ શિવાજીની આગળ ઘુંટણીએ પડી, તરવાર મ્યાનમાંથી કાઢી તેની મુઠ શિવાજીની સ્હામે ધરે છે. બાળ-રાજા હર્ષના આવેશમાં આવી તેને અડકે છે. બીજા સર્વે ઉમરાવો ધીમેથી સિંહાસન આગળ આવી દંડવત્ પ્રણામ કરે છે અને પાછા પોતપોતાની જગ્યા લઇ લે છે ).

**શિવાજી** : ( પોતાના હાથ ઉમરાવો તરફ લંબાવી ) ભાઇઓ ! હું તમ્હો સર્વેને ચાહુ છું.

**સર્વે** : ( હર્ષના આવેશમાં ) શિવાજી મહારાજની જય ! શિવાજી મહારાજની જય ! !

( શિવાજી અને તેની મા ચાલ્યાં જાય છે ).

**રાજારામ** : આપણે યોગ્ય યુક્તિઓ યોજી જેમ બને તેમ આ કાર્ય બનતી ત્વરાએ પાર પાડવું જોઇએ. સમય ખરેખર એક તીક્ષ્ણ તરવારની ધાર સમાન છે, માટે બનતી ઉતાવળે આપણે એનાથી ફટકો લગાવી દેવો જોઇએ. અને ખાસ સંભાળવાનું છે કે આપણે જ એના ભોગ નહિં થઈ પડીએ ! સમય ફરી ફરીને મળવો અશક્ય છે !

**સન્તાજી** : વીર રાજારામ ! મ્હારૂં કહ્યું માનો તો મ્હારી પાસે એક યુક્તિ છે તે કહી બતલાવું.

**રાજારામ** : હા ! ઘણી જ ખુશીથી જણાવ.

**સન્તાજી** : જો મ્હને એક કેળવાયેલ મનપસંદ ઘોડ-સ્વારની ટુકડી આપવામાં આવે તો આજે જ રાત્રે હું શહેનશાહી તંબુમાં જઈ ઓચિંતી છાપ મારી શહેનશાહ

ઔરંગઝેબને જીવતો કે પછી મરેલો પણ હસ્તગત કરૂં. અને આમ શહેનશાહના બંદિવાસ પછી શું આપણે તેનો અંત આણી મોગલ સેનાને છિન્નભિન્ન કરી સ્વતંત્ર ન થઈ શકીએ ? મ્હને મ્હારા બાહુબળમાં વિશ્વાસ છે, અને તેથી જ આ સાહસિક પગલું ભરવાની મ્હેં હિંમત ચલાવી છે. મોગલ સૈન્ય હાલમાં ઘણું જ એશઆરામી જીવન ગાળે છે, તેમજ ડુંગરી પ્રદેશોમાં કેટલાક દિવસો થયાં રહેવાથા ક્ષુધા અને તૃષાથી પીડાય છે. અને ખુદ શહેનશાહ અને સૈન્ય વચ્ચે આજ કેટલોય સમય થયાં અણબનાવ છે, માટે આ તકનો લાભ લઇ આ કાર્ય જો શીઘ્રતાથી થાય તો જ ફળદાયી છે, નહિં તો નહિં !

**સર્વે** : શાબાશ ! શાબાશ ! ધન્ય છે સન્તાજી ત્હારી સાહસિક વૃત્તિને તેમજ બુદ્ધિને !

**રામચંદ્ર** : પણ આ સાહસમાં જો ત્હમે નિષ્ફળ જશો તો એટલું નિશ્ચય માનજો કે સદાને માટે મહારાષ્ટ્ર ગુલામીના જંજીર નીચે જકડાયેલું રહેશે, એ પણ આપણે આ સાહસિક પગલું ભરતાં પહેલાં ધ્યાનમાં રાખવાનું છે. મ્હને તો આ સૂચના કેવળ અવ્યવહારૂ તેમજ મૂર્ખતા અને ગાંડપણ સૂચવનારી લાગે છે. એક મુઠ્ઠિભર મરાઠાઓ ઓચિંતો હલ્લો કરી સમસ્ત મોગલ શહેનશાહતનો પરાભવ કરે એ મ્હારે મન વ્યોમ્નિચિત્ર કલ્પના જેવું લાગે છે.

**સન્તાજી** : દરેક વસ્તુમાં ભય સ્વાભાવિક રીતે જ હોય છે, અને આ ભયનો ત્યાગ કરવા માટે જ મનુષ્યોને સાહસ ખેડવાની જરૂર છે. જો મરણનો ભય રાખી આપણે

ઘરમાં બેસી રહીએ તો કોઈ પણ કાળે આપણું ભદ્ર થાય નહિં. કહેવાય છે કે–

**आस्ते भग आसीनस्य उर्ध्वं तिष्ठति तिष्ठतः ।**
**शेते निपद्यमानस्य चराति चरतो भगः ॥**
**चरैवेति चरैवेति ॥**

**બેઠેલાનું નસીબ હંમેશાં બેઠેલું જ હોય છે, જ્યારે પ્રવૃત્તિમય પુરૂષનું નસીબ હંમેશાં પ્રવૃત્તિમય જ હોય છે,** માટે જેમ બને તેમ પ્રવૃત્તિમય જ રહેવું. આમ આપણાં શાસ્ત્રો ઠોકી ઠોકીને કહે છે. જો મોતી કાઢનાર માણસ મગરના જડબાથી તેમજ ડુબકી મારવાના ભયથી જ બ્હીતો હોય તો કોઈ પણ પ્રકારે તે મોતી મેળવવાને શક્તિમાન્ થાય નહિં ! માટે સાહસમાં જ શૌર્ય છે તેમજ સાહસમાં વિજય છે !

**રાજારામ :** સન્તાજી ! તમે કેવી રીતે મોગલ તંબુમાં પ્રવેશ કરશો તેનો મ્હને જરા ખ્યાલ આપી શકશો ?

( બહાર કોઇના આવ્યાનો અવાજ સંભળાય છે ).

**રાજારામ :** દરવાન ! જો એ કોણ છે ?

( દરવાન પ્રવેશ કરે છે ).

**દરવાન :** ( માથું નમાવી ) મહારાજ ! શહેનશાહ આરંગઝેબ તરફથી એક દૂત આવ્યો છે અને આપની મુલાકાત લેવા ઈચ્છે છે.

( ઉમરાવો ગભરાટમાં પડી એકમેકની સ્હામું જોઇ રહે છે, અને મનમાં કાંઇક કાંઇક બબડે છે ).

**રાજારામ** : તો તેને અંદર આવવા દે !

( દૂત પ્રવેશે છે. દરવાન ચાલી જાય છે ).

**દૂત** : હું મ્હારા સ્વામિ અને હિંદના શહેનશાહ ઔરંગઝેબનો સંદેશો લાવ્યો છું.

**રાજારામ** : હા; પણ એટલું ધ્યાનમાં રાખજો કે તે મહારાષ્ટ્રનો તો નહિં જ !

**દૂત** : (ભવાં ચઢાવી ) એ પણ હવે કેવળ થોડા સમયનો જ સવાલ છે, અને પછી જુઓ કે તમો કેવા તેમના સપાટામાં આવી જાઓ છો ! પણ તેમનો હુકકમ છે કે હમણાં જ તેમના કટ્ટા વિરોધી સંભાજીના બાળપુત્રને તેમને સ્વાધીન કરો !

( સર્વે ઉમરાવો આ સાંભળી ક્રોધના આવેશમાં પોત પોતાની તરવારો મ્યાનમાંથી બહાર ખેંચે છે, અને દૂત તરફ ગુસ્સાથી ધસી જાય છે ).

**રાજારામ** : તમ્હો અહિંઆથી ચાલ્યા જાવ, અને તમ્હારા સ્વામિ તેમજ શહેનશાહને જણાવો કે કોઇ પણ પ્રકારે તેમજ કોઈ પણ કાળે હમો આ બાળ શિવાજી–હમારા નૂતન તખ્તનશીન રાજા–ને સ્વાધીન કરી શકીએ એમ નથી.

**દૂત** : રાજા ! તમે શું એને મહારાષ્ટ્રનો રાજા બનાવ્યો છે ? ત્યારે તો હવે મ્હારા સ્વામિ જેમ બને તેમ શીઘ્રતાથી જ એને હસ્તગત કરે તેમ સારૂં !

**રાજારામ** : તેને જણાવો કે જ્યારે સમસ્ત મહારાષ્ટ્ર

નિર્વીર્ય તેમજ નિરુત્સાહી થઇ શસ્ત્ર ત્યજશે, તેમજ કોઇ પણ શુરવીર જીવતો રહેશે નહિં અને આખો દેશ ઉજ્જડ થશે ત્યારે જ કદાચ તેમની આ મુરાદ બર આવે, નહિં તો નહિં જ ! જ્યાં સુધી મરાઠાઓ જીવે છે ત્યાં સુધી એ આશા રાખવી કેવળ ભ્રાન્તિસૂચક તેમજ નિરર્થક છે.

**દૂત :** તમ્હારા આ પ્રશ્નનો જવાબ મ્હારા સ્વામિ રણસંગ્રામમાં જ આપશે.

**રાજારામ :** પણ એટલું ધ્યાનમાં રાખજો કે આ જવાબ હમો ઇચ્છીએ ત્હેના કરતાં વ્હેલો નહિં આવે હો !

**દૂત :** મ્હારી માન્યતા પ્રમાણે તે પહેલાં પણ કદાચ આવે ! અને આ તમારો નવો રાજા જેને તમો હમણા માન સહિત આપવાની આનાકાની કરો છો ત્યારે જોર-જુલમથી તેને જ બળાત્કારે લઇ જવામાં આવશે, તેનો પણ તમ્હારે સાથે સાથે વિચાર કરવો જોઈએ.

**રાજારામ :** આ કાર્ય તમ્હો ધારો છો તેટલું સ્હેલું નથી તે પણ યાદ રાખશો. તમારા મિથ્યા વાગાડંબરથી મરાઠા સૈન્યને જીતી શકાય એમ નથી. તમ્હારા શહેનશાહને મહારાષ્ટ્ર જીતતાં કેટલાં વર્ષો ગયાં, તેમજ કેટલીયે આપત્તિઓ સહન કરવી પડી, વળી કેટલાંયે ખુનો થયાં અને હજુ ભવિષ્યમાં મહારાષ્ટ્ર જીતતાં કોણજાણે કેટલાંયે વર્ષો જશે તે તો હવે તે જ સારી પેઠે જાણી શકે એમ છે. કારણ કે આ બાબતમાં તેમનો અનુભવ ઘણો જ પરિપક્વ થયેલો છે. માટે આ નિરર્થક વાદવિવાદમાં ન ઉતરતાં મ્હેં કહ્યું તે તમ્હારા સ્વામિને જઇ કહી સંભળાવો.

**દૂત :** મ્હારા સ્વામિ વિષે આવો હલકો અભિપ્રાય દર્શાવતાં તમે શું અચકાતા નથી ? રાજારામ ! આટલું ધ્યાનમાં રાખજો કે મરાઠાઓ તેને મન તુચ્છ તેમજ નિર્માલ્ય છે. આથી ગમે તે પ્રકારે આ બાળ શિવાજીને તેઓ હસ્તગત કરશે, માટે નિરર્થક દલીલો કરવાથી કાંઇ પણ લાભ તમને થનાર નથી !

**રાજારામ :** શું તમે આ વિષયમાં આટલા બધા આશાવાદી છો ?

**દૂત :** હા; હું મોગલ સેનાનું પરાક્રમ સારી પેઠે જાણું છું. મોગલોની સાહસિકતા, શુરવીરતા તેમજ હિંમત ભલભલાને હરાવે એવી છે. તો એક મુઠ્ઠિભર મરાઠાઓ શા વિસાતમાં ! આ પરાક્રમે જ મ્હારો આશાવાદ પોષાય છે. ( જરા માનથી ) પણ એક વાત ધ્યાનમાં રાખજો. જો હજુ પણ મ્હારૂં કહ્યું માનો તો આ બાળકને મ્હને સ્વાધીન કરો અને આ નિરર્થક આપત્તિમાંથી તેમજ રક્તપાતમાંથી બચી જાઓ !

**રાજારામ :** મૃત્યુ આ દુન્યવી સંસારમાં મનુષ્યને એક જ વખત આવે છે, અને આથી આવું મૃત્યુ હું ઘણા જ ઉમદા કાર્ય માટે વાપરીશ. અને તે ઉમદા કૃત્ય મ્હારે મન મ્હારા આ નવા રાજાની સહિસલામતી અને સ્થાયીપણું. એનું રક્ષણ કરતાં કરતાં ભલે મ્હારી આ નશ્વર કાયા નષ્ટ થાય, ભલે આખો મહારાષ્ટ્ર અસ્તવ્યસ્ત થઇ ઉજ્જડ વેરાન પ્રદેશ સરિખડો થઇ રહે, ભલે રક્તપાત થાય, અને મરાઠાઓ મ્હોટી સંખ્યામાં મરણ પામે, તો તેની પણ મ્હને પરવા

નથી. હમારો દેહ એના દેહની રક્ષા માટે જ ઘડાયેલો છે, માટે એની સાથે જ ગમે તેવી સ્થિતિમાં વળગી રહેશે. ( ઉમરાવો તરફ ફરી ) મ્હારા રાજ્યના સાચાસલાહકારો! શું તમ્હો સર્વે મ્હારા આ આદર્શ સાથે મળતા થાઓ છો કે નહિં ?

**સર્વે** : શિવાજીની જય! શિવાજીની જય!

**દૂત** : ( ક્રોધાવેશમાં )આ સઘળા માણસો કમઅક્કલ છે !

( દૂત ચાલી જાય છે. )

**રામચંદ્ર** : રાજારામ ! શું આવી અવળી નીતિથી તમ્હો હમારી પાયમાલી કરાવવા માંગો છો કે કેમ તે મ્હને સ્હમજાતું નથી. પચાસ મોગલો સ્હામે એક મરાઠા જેટલું આપણું સૈન્યનું બળ છે, એ શું તમો જાણુતા નથી કે આમ દિવાના થઇ અશક્ય વાતો કરો છો અને આ કમઅક્કલ માણસોને ઉશ્કેરો છો ? મોગલો સ્હામે એક ક્ષણ પણ આપણાથી ટકી શકાય એમ નથી, માટે જો જાનમાલના રક્ષણની તમોને ચિન્તા હોય તેમજ સુખેથી દિવસો પસાર કરવા હોય તો મ્હારૂં કહ્યું માનો અને મોગલો સાથે યોગ્ય અને આપણી આબરૂ સચવાય એવી જાતની સુલેહ કરો.

**રાજારામ** : જે મરાઠાઓએ આ પચાસ વર્ષો સુધી જાનમાલની પણ પરવા કર્યા વિના મૃત્યુને રમત જેવું ગણી દિવસો પસાર કર્યા છે તે શું હવે તમ્હારી આ નવી સલાહ-નો સ્વીકાર કરશે ? પ્રધાન સાહેબ! તમ્હારી સૂચના જેટલી હાસ્યાસ્પદ છે તેટલી જ અધમ અને નિરાશાવાદી છે. તમ્હારી આ સલાહ મ્હને તદ્દન અવ્યવહારૂ તેમજ

અશક્ય લાગે છે! શું મોગલો મહારાષ્ટ્રમાં પ્રવેશી આપણી નરી આંખ આગળ તાગડધિન્ના કરે છે તે તમ્હો હાથ જોડી બેસી રહી જોઇ રહેશો? પ્રધાન! તમ્હારી ભૂતપૂર્વની સેવા ધ્યાનમાં લેતાં તેમજ તમ્હારી વૃદ્ધ અવસ્થા દેખી મ્હને તમ્હારા પ્રત્યે દયા આવે છે, નહિં તો આવી અધમ સૂચના જો કોઇ બીજો સરદાર કરત તો અવશ્યે હું આ તરવારના એકજ પ્રહારથી તેનું ધડથી માથું જુદું કરત. બોલો ઉમરાવો! તમ્હોને આ પ્રધાનની સૂચના માન્ય છે?

**સર્વે ઉમરાવો:** ( સાથે ) કદાપિ નહિં! કદાપિ નહિં!!

**રાજારામ:** ( રામચંદ્રને સંબોધી જીભ દાંત પર ફેરવી ) જો તમ્હોને હમારી યુક્તિ નાપસંદ હોય તો ભલે તમો તેમ કરવાને શક્તિવાન્ છો, પણ હમારા વિચારો તો હવે સદાને માટે મક્કમ રહેશે, તેમાં કોઇ પણ જાતનો ફેરફાર કરવામાં આવશે નહિં. ( ઉમરાવો તરફ જોઇ ) આવતી કાલે સવારે આપણે આપણી ઢાલ તરવાર તેમજ સર્વે શસ્ત્રોથી સુસજ્જીત થઇ દુશ્મનો સ્હામે યુદ્ધ કરવા તૈયાર થઈ કુચ કરવાની છે. આપણને હવે જ ખરી લડાઈ જીતવાની છે. ચાલો ત્યારે હવે કાલે સર્વે મળીશું.

( સર્વે જાય છે. )

---

## અંક બીજો.

**સ્થળ**: રાયગઢના પ્રધાન રામચંદ્રના ઘરનો એક ખંડ. રાજારામ અને રામચંદ્ર એકમેકની સ્હામે બેસી કાંઇક ગુપ્ત વાર્તાલાપમાં ગુંથાયેલા જણાય છે.



**રાજારામ**: રામચંદ્ર ! આપને ખાત્રી છે કે આપણામાં દગાબાજ તેમજ વિશ્વાસઘાતી માણસો નથી ?

**રામચંદ્ર**: ( ગભરાટથી આમ તેમ જોતો ) વીર રાજારામ! આ પ્રશ્ન પૂછવાનું કાંઇ કારણ ? શું આપને કાંઇ આમાં સંદેહ લાગે છે ?

**રાજારામ**: હા ! આમ આશંકા કરવાને મ્હારી પાસે પૂરાવાઓ છે. આપણી પ્રત્યેક યુક્તિ પ્રયુક્તિ તેમજ સૈન્યની તૈયારીના પ્રયાસો જાણ્યે અજાણ્યે મોગલો સવિસ્તર જાણી જાય છે. આપણે અહિંઆ વિચાર કરીએ ન કરીએ એટલામાં બીજી જ ક્ષણે મોગલો આપણી સઘળી પ્રવૃત્તિઓથી માહિતગાર થાય છે ! વળી, આપણા પેલા બે છેલ્લા પ્રયત્નો કે જેના ઉપર ખાસ વિજયની આશા અવલંબતી હતી તે આ જ કારણથી નિષ્ફળ નીવડયા છે. શું આપણા સઘળા દૂતો તેમજ માણસો વિશ્વાસને પાત્ર છે ?

**રામચંદ્ર** : ( ગળગળા થઇ જઇ ) હું મ્હારા પ્રાણુના સોગંદ લઇ કહું છું કે તે વિષે આપ બેફિકર રહો !

**રાજારામ** : ( ઘણી જ આતુરતાથી તેમજ ખિન્ન હૃદયે ) ત્યારે તો હવેથી ભવિષ્યમાં આપણને આપણું કામ ઘણી જ ઝીણવટ તેમજ સાવચેતીથી લેવું પડશે. ( જરા ઉમેદમાં આવી ) આપણા બાળ શિવાજીના એકવાર પરિચયમાં આવ્યા બાદ કયો માણસ તેનો વિશ્વાસઘાત કરવાનો પ્રયત્ન સરખો પણ કરે ?

**રામચંદ્ર** : એટલું ધ્યાનમાં રાખજો કે ગમે તેવો પણ એ બાળક છે. તેને આસપાસના માણસો તેમજ વસ્તુસ્થિતિનું લગારે ભાન નથી, અને એથી જ તે આપણી સહિ-સલામતી જાળવી શકશે કે કેમ તેની ખાત્રી આપી શકે એમ નથી.

**રાજારામ** : આજે એ કેવળ બાળક છે; નિર્દોષતા તેમજ સુંદરતાની સાક્ષાત્ પ્રતિમા છે. આથી જ એની પાસે આપણે આપણા જાનમાલની રક્ષાની ખાત્રી માગવી એ કેવળ હાસ્યજનક છે ! પણ ભવિષ્યમાં એ કેવો આદર્શરૂપ, શુરવીર તેમજ સાહસિક પુરૂષ થશે ત્હેની મ્હને આજથી જ ઝાંખી થાય છે. એની બુદ્ધિના તેમજ શૌર્યના અંકુરો બચપણમાંથી જ ફુટવા માંડયા છે. એનું ભવ્ય ભાલ, વિશાળ છાતી, લાંબું અણી-આળું નાક, લાંબા હાથ, તેજસ્વી પ્રતિભા : એ ખરેખર એને મહાપુરૂષ બનાવવાને બસ છે. એની પ્રસન્ન મુખમુદ્રા, નાજુક ચળકતી તેમજ તેજસ્વી આંખો અને સુકુમાર ચ્હેરો જોઇ કોઇ પણ માણસને એની સેવા કરવાનું મન થઇ આવે ! જ્યારે આપણે તો એને આપણા પૂર્ણ ભાવથી જ રાજા

બનાવ્યો છે, તો ગમે તે ભોગે એની રક્ષા કરવી અને એના વિજયને માટે પ્રયત્નો ચાલુ રાખવા, એ આપણી ફરજ છે.

**રામચંદ્ર** : ( ઘણી જ સુસ્તાઇથી ) તો મ્હને અહિંઆ બોલાવી આપ શું કહેવા માંગો છો ?

**રાજારામ** : શહેરના પ્રત્યેક દરવાજા ઉપર ઘણો જ સખત બંદોબસ્ત રાખો. જે માણસ બહાર જાય અથવા અંદર પ્રવેશે ત્હેની સંપૂર્ણ તપાસ કરો. બાકીનું બીજું કાર્ય હું સંભાળી લઇશ. વિશ્વાસઘાતી માણસોને ગમે તે પ્રકારે પકડવાને હું બનતી કોશીશ કરીશ. હું જોઉં છું કે હવે પછી મોગલો આપણી તૈયારીઓ કેમ અને કેવી રીતે જાણી શકે છે !

**રામચંદ્ર** : આપ શી યુક્તિ અજમાવવા ધારો છો ?

**રાજારામ** : મ્હારી યુક્તિ ઘણી જ સાદી છે. પણ મ્હારે મ્હારો બોલ સાચવવો જોઇએ. કોઇ પણ વિશ્વાસઘાતી માણસ તેના છળકપટ તેમજ પાપ પ્રપંચમાં વધુ સમય ફાવી શકતો નથી, અને અંતે તેનો પાપ રૂપી પરપોટો ફુટી જાય છે. આ કથન તદ્દન સત્ય છે, માટે ખાસ જોવાનું છે કે આવા માણસો આપણી પાસે કેટલા છે ! (ઉઠીને) હવે હું જાઉં છું. પણ મહેરબાની કરી આપના આંખ કાન ખુલ્લા રાખી મ્હારી સૂચના પ્રમાણે સખત બંદોબસ્ત જાળવશો.

**રામચંદ્ર** : ( ઉઠે છે અને બારણા સુધી વળાવે છે ) હા ! હું તમ્હારી પ્રત્યેક સૂચના અમલમાં મુકવાનો પ્રયત્ન કરીશ.

(રાજારામ જાય છે. તરત જ બીજે દરવાજેથી મોગલ છાવણી-માંનો એક ગુપ્ત દૂત પ્રવેશે છે).

**દૂત**: (ઘણા જ ધીમા સ્વરે) એ તો હવે તદ્દન નિર્વિવાદ છે કે રાજારામને તમારામાં જરા પણ શંકા નથી, અને વળી તે સમસ્ત વિજયની આશા કેવળ તમારા જ બંદોબસ્ત તેમજ દેખરેખ ઉપર રાખે છે, ખરૂં ને?

**રામચંદ્ર**: (જરા સુસ્તાઇથી) એમ હશે, પણ તમ્હારૂં કાર્ય પાર પાડવા માટે મ્હારી સહિસલામતી જળવાશે કે કેમ તેની શી ખાત્રી?

**દૂત**: સહિસલામતી! શું તમ્હો તમ્હારી જાતિને અહિંઆ સહિસલામત દેખો છો? જો કોઇ દિવાલ તુટી પડતી દેખાય તો જેમ બને તેમ નીચેથી જ ન્હાસી છુટવામાં ફાયદો છે. જો મ્હારૂં કહ્યું માનો તો થોડા જ સમયમાં મોગલો આવી મરાઠાઓને અસ્તવ્યસ્ત કરી નાંખશે, અને મોગલોના વિજય પછી આપની સહિસલામતી માટે પૂછવું જ શું? આમ છતાં પણ જો તમ્હારે ન્હાસી છુટવું હોય તો તમ્હો તેમ કરી શકો એમ છો! મ્હારા દિલેજાન દોસ્ત! મ્હારૂં કહ્યું માનો, અને આમ નિરર્થક ચિન્તાને સ્થાન ન આપો. તમો જરા શાન્ત થાઓ અને વિચાર કરો તો સમજાશે કે આખરે જય મોગલોનો જ છે. કીડીઓ પણ વર્ષાગમન પહેલાં ગમે તે પ્રકારે પોતાનાં ઇંડાંઓને જમીનથી ઉંચી જગ્યાએ લઇ જવાને શક્તિમાન્ થાય છે. તો તમ્હે શું તમ્હારી સહિસલામતી જાળવી શકશો નહિં?

**રામચંદ્ર**: (ગભરાટમાં) પણ આ વિષે ખાત્રી શું?

**દૂત** : હા ! વિજય અંતે મોગલોનો જ છે ! કારણ મોગલો સ્હામે આ મુઠ્ઠિભર મરેઠાઓ ઝાઝો સમય ટકી શકે એમ નથી. પણ આપણી ફરજ એ છે કે જેમ બને તેમ બનતી ત્વરાએ આ બાળક શિવાજીને મોગલ તંબુમાં મોકલી દેવાની ખાસ અગત્ય છે. આ કાર્ય ઘણી જ સમય-સૂચકતા તેમજ સાવધાનીથી પાર પાડવું જોઇએ. જો બાળક શિવાજીને આમ ખસેડવામાં આવશે તો મરાઠાઓ આપમેળે જ પોતાની ઉચ્ચાશાઓ તેમજ આદર્શો ભસ્મીભૂત થયા જાણી 'સ્વતંત્રતા'ની મ્હોટી મ્હોટી વાતો કરતા બંધ થશે, અને ભવિષ્યમાં કદાપિ પણ માથું ઉંચું નહિં કરે.

**રામચંદ્ર** : તો તમ્હે મ્હને શું કહેવા માગો છો ?

**દૂત** : તમ્હારે એટલું ખાસ ધ્યાનમાં રાખવાનું છે કે કાલે સાંજે દક્ષિણના દરવાજા ઉપર કોઈ પણ જાતનો પહેરો રાખવામાં ન આવે !

**રામચંદ્ર** : આટલી બધી ઉતાવળ કરવાની કાંઈ જરૂર ?

**દૂત** : હા. હવે સમય વીતાડવામાં સાર નથી, કારણ કે રાજારામનું હૃદય શંકાશીલ થવા લાગ્યું છે, અને વિશ્વાસ-ઘાતી માણસોને ગમે તે પ્રકારે પકડવાના તેમણે સોગંદ લીધા છે, અને આપણે જો નાહક વિલંબ કરીએ તો જોત-જોતામાં એ આપણને વિઘ્નરૂપ થઈ પડે. માટે બનતી ત્વરાએ જો આ કાર્ય થાય તો જ સારૂં !

**રામચંદ્ર** : ( ભવાં ચઢાવી ) હા ! તેમ થવા દો. ( ધીમેથી નિશ્વાસ નાંખતાં મુખમુદ્રા ગંભીર કરી ) પણ તમે એટલું

ધ્યાનમાં રાખજો કે જે માણુસ તમ્હારી પાસેથી કશા બદલાની પણ આશા ન રાખે તે તમ્હારે માટે પણ કાંઇ કરી શકે નહિં.

**દૂત**: ( ધિક્કારથી ) અલબત, તમ્હારા જેવા માણસો ફક્ત એકજ ભાષા બોલી જાણે છે, અને હું તમોને ખાત્રી આપું છું કે આ વિષયમાં તમ્હારે ભય, ચિન્તા તેમજ વિશ્વાસઘાતને લગાર પણ સ્થાન આપવું નહિં. મ્હારા વિશ્વાસઘાતી દોસ્ત ! ખરૂં કહું તો તમ્હારે માટે થોડાક સોનેરી શબ્દો છે. ( બેસે છે અને ધીમેથી પોતાના પાદમો કાઢે છે. )

**રામચંદ્ર**: ( ગુસ્સેથી ) તમ્હારે મ્હને આવા અપમાન-સૂચક અભિધાનથી ભવિષ્યમાં ન સંબોધવો. જો હું સ્વાર્થ વિના મ્હારૂં મન અન્યના હિતમાં પરોવું તો મ્હારા જેવો મૂર્ખ માણસ ભાગ્યેજ આ દુનીઆમાં હોઈ શકે, તેનો પણ તમ્હારે સાથે સાથે વિચાર કરી લેવો જોઇએ !

**દૂત**: ( પાદમોને ધીમેથી ફાડી અંદરથી સુવર્ણની મહોરો કાઢે છે ) મ્હારા દિલોજાન દોસ્ત ! લ્યો આ તમ્હારી મહેનતનો બદલો ! ( ઉઠીને એક પછી એક સઘળી સુવર્ણ મહોરો રામચંદ્રના હાથમાં ઠાલવે છે ) શું મ્હેં હમણાંજ તમ્હોને ન્હોતું કહ્યું કે તમ્હારે વાસ્તે મ્હારી પાસે થોડાક સુવર્ણ શબ્દો છે ? શું હું સોનાના સ્વરૂપમાં ન્હોતો બોલ્યો ? અને શું મ્હેં મ્હારી પ્રતિજ્ઞા પાળી નથી ?

**રામચંદ્ર**: પણ તમ્હોએ તો મ્હને પાંચસો સોનામહોર આપવાનું વચન આપ્યું હતું ને ?

**દૂત :** શાન્ત થાઓ ! જ્યારે મોગલ સેના વિજયમાળા કંઠે આરોપી વિજયના નાદ કરતી આ શહેરમાં પ્રવેશ કરશે ત્યારે બાકીની બધી સુવર્ણ મ્હોરો આપને તરત જ મળી જશે. તમ્હે એ વિષે લગાર પણ ચિન્તા કરશો નહિં. ચાલો ત્યારે હવે કાલે સાંજે મળીશું.

( દૂત જાય છે. )

**રામચંદ્ર :** ( પોતાના આસનપર બેસી એકી ટસે સોના-મ્હોર તરફ જોઇ રહે છે ) ( સ્વગત ) કેવળ એક રાત્રિ માટે આ પાંચસો સોનામ્હોર ! હાય ! દૈવ ! મરાઠા રાજ્યની નોકરીમાં આખો જન્મારો સેવા ઉઠાવી મરી જાઉં તોપણ આટલી મ્હોરો ભેગી કરવાને હું શક્તિમાન થાઉં નહિં. તો શું હું લક્ષ્મી ચાંદલો કરવા આવે છે ત્યારે મ્હોં ધોવા જોઇશ ! શું ઘરે આવેલી ગંગાને હું જતી કરીશ ! શું આવો લાભ હું જતો કરીશ ! કદાપિ નહિં ! ( પોતાની સ્હામેની મ્હોટી દીવાલ તરફ દૃષ્ટિ ફેંકે છે અને વિચારવમળમાં ગુંથાય છે ) હાય ! પણ કોણ સ્વપ્નેય ધારશે કે આવા કટો-કટીના પ્રસંગે, આ ભયંકર અને ઘોર રાત્રિએ તે બાળ રાજાની આંખો–તે ગંભીર, હસતી અને તેજસ્વી આંખો– મ્હને જોશે અને શરમાવશે ! ( પોતાના વિચારમાં પુનઃ સ્થાયી થાય છે અને હાથમાંની સુવર્ણ મહોરો ધીમે ધીમે કમ્મરના પટામાં મુકે છે ) હા ! પણ એક વખત આ કાર્ય કરવાની પ્રતિજ્ઞા લઇ પાછું મન ફેરવવું એ મ્હારે મન વ્યર્થ છે, માટે હવે તો જેમ બને તેમ આ ધારેલું કાર્ય સફળતાથી પાર પાડવું.

( પડદો પડે છે. )

## અંક ત્રીજો.

**સ્થળ:** શહેનશાહ ઔરંગઝેબના તંબુનો એક વિશાળ સુશોભિત ખંડ. રાજ્યસિંહાસન ખાલી જણાય છે. ત્રણ ઉમરાવો કિમતી વસ્ત્રોમાં સુસજ્જીત થઇ શહેનશાહ ઔરંગઝેબના આગમનની રાહ જોતા ઉભા છે.

---

**પહેલો ઉમરાવ:** શહેનશાહ આજે કાંઇ મોડા થયા જણાય છે.

**બીજો ઉમરાવ:** હું ધારૂં છું કે તેઓ હજુ બંદગી કરવામાં જ રોકાયેલા હશે.

**પહેલો ઉમરાવ:** મ્હેં તેમને પ્હો ફાટતાં પહેલાં ઉઠેલા જોયા હતા, અને ત્યારબાદ અત્યારે ત્રણ કલાક જેટલો સમય વીતી ગયો છે.

**ત્રીજો ઉમરાવ:** શહેનશાહની ધાર્મિક વૃત્તિ ભલભલાને શરમાવે એવી છે.

**પહેલો ઉમરાવ:** હા! હા! પણ આ ધાર્મિક વલણથી જ શહેનશાહ શક્તિ અને સત્તા પ્રાપ્ત કરી શકયા છે.

**ત્રીજો ઉમરાવ:** તમ્હારૂં કથન તદ્દન સત્ય છે. આવો દૃઢ નિશ્ચય, પ્રબળ ભાવના તેમજ મનનું એકાગ્રપણું શહેનશાહને આવા ઉચ્ચ આદર્શોથી જ પ્રાપ્ત થયું છે.

**બીજો ઉમરાવ** : અને છતાં પણ એમનું દીલ આટલું બધું ક્રુર તેમજ ઘાતકી કેમ છે ?

**ત્રીજો ઉમરાવ** : તમે ભલે ગમે તેમ કહો !

**પહેલો ઉમરાવ** : શું ત્યારે આપણા શાહેનશાહના હૃદયમાં દયાનો અંશ માત્ર પણ નથી ?

**બીજો ઉમરાવ !** પાપોનું પ્રાયશ્ચિત કરવાનું બળ કદાચ તેમનામાં હશે, પણ દયા તો ભાગ્યે જ હોઈ શકે ! એ ખરેખર આશ્ચર્યજનક છે કે રાજા સંભાજીના અકાળ તેમજ ઘણી જ ઘાતકી રીતે આણેલા અંત માટે તેમને ઘણું લાગે છે. ગઇ કાલે જ શાહેનશાહે મ્હને જણાવ્યું હતું કે: અફઝુલ ! પેલો મરાઠા રાજા જેની આંખો ક્રુર રીતે મ્હારી આજ્ઞાથી ફોડી નાંખવામાં આવી હતી, તેમજ જીવતી જીભ મ્હોંમાંથી મહાન્ કષ્ટે ખેંચી કાઢવામાં આવી હતી, તેમજ જેનું માથું ઠેરઠેર ફેરવવામાં આવ્યું હતું, તેનો વિચાર કરતાં જ મ્હારૂં હૃદય કંપે છે, તેમજ આજ કેટલાયે દિવસો થયાં મ્હને રાત્રે એક ઘડી પણ સુખેથી નિદ્રા આવતી નથી, અને આખો દિવસ બેચેની રહે છે ! મ્હારો અંત એના કરતાં પણ કદાચ વિશેષ ક્રુર રીતે આવે કે કેમ તે જ વિચાર મ્હને અકળાવી ગુંગળાવી નાંખે છે. મ્હેં એને કેદ કર્યો જ નહોત તો શું ન ચાલત ? અગર જો કેદ કરી તેને મારી જ નાંખવો હોત તો તેમ કરવા શું મ્હારી પાસે બીજા લાયક ઉપાયો ન હતા ? હાય ! હાય ! હવે તો જે બનવાનું હતું તે બની ગયું છે, પણ તે દિવસથી મ્હારા

હૃદયને શાન્તિ નથી, શરીરને સુખ નથી, તેમજ મ્હારા મનની અકળામણ, જીવનો ગભરાટ અને હૃદયનો તનમનાટ ઘણો જ અસહ્ય થઇ પડયો છે. તો મ્હારી આ આધિ–વ્યાધિ અને ઉપાધિ કોઈ પણ પ્રકારે શાન્ત પડે તેવો ઉપાય બતાવ !”

**પહેલો ઉમરાવ :** એ ઘણા આનંદની વાત છે કે જે જે માણસોનો શહેનશાહે આમ ક્રુર રીતે વધ કરાવ્યો છે તે સર્વે ભૂત પિશાચો થઈ શહેનશાહને રાજા સંભાજીની માફક સતાવતા નથી !

**બીજો ઉમરાવ :** જો મ્હારી ભૂલ ન થતી હોય તો મ્હારા ધારવા પ્રમાણે શહેનશાહ એક બીજાનો પણ પ્રાણ થોડા સમયમાં લેનાર છે.

**પહેલો ઉમરાવ :** શું તમ્હો કેદી બાળક શિવાજી વિષે આમ ધારો છો ?

**બીજો ઉમરાવ :** હા. એ ખરેખર ઘણીજ શરમની વાત છે કે આવું નિર્દોષ બાળક વિના કારણ આમ મૃત્યુને શરણ થાય ! ખરેખર, સર્વે લોકો આ બાળકને ઘણો જ ચંચળ, ચાલાક તેમજ બુદ્ધિમાન્ લેખે છે; પણ એના બાપ-દાદાઓ શહેનશાહના કટ્ટા વિરોધી હોવાથી એના દિવસો ગણાય છે.

( ખોખરો અવાજ સંભળાય છે. ઉમરાવો આગળ પાછળ જાય છે, અને દરવાજા તરફ એકી ટસે નિહાળી અદબસર ઉભા રહે છે. શહેનશાહ પ્રવેશ છે ).

**ઔરંગઝેબ** : ( દરેક ઉમરાવ તરફ બારીકાઈથી જોતા, માર્મિક હાસ્ય કરતા ધીમે ધીમે પોતાના સિંહાસન તરફ જાય છે, અને ધીમેથી બેસે છે. ) બિસમિલ્લાહ ! મ્હારા ઉમરાવોના મુખારવિંદ ઉપરથી હું સહેજે અનુમાન કરી શકું છું કે હું જ હમણા તેઓની વાર્તાનો વિષય થઈ રહ્યો હતો. પણ સંભાળ રાખજો કે તમ્હારી જીભ તમ્હારાં માથાં ન કપાવે ! જો તમ્હોને મ્હારી રીતભાત, રહેણી કરણી, તેમજ પ્રત્યેક પ્રવૃત્તિમાં રસ પડતો હોય તો ભલે તેમ કરવાને તમ્હોને સંપૂર્ણ છૂટ છે. ( અફઝુલને સંબોધી ) નવાબ અફઝુલ ! હું મ્હારી માનીતી પુત્રી રાજકુમારી ઝિન્નત્-ઉન્-નિસા ઉપર આ સંદેશો મોકલાવું છું તો તે ઘણા જ વિવેક અને પૂર્ણ વિનયથી જઇ તેણીને સંભળાવો. ( અફઝુલ નીચું જોતો જોતો ધીમેથી સિંહાસન તરફ જાય છે, અને અદબસર ઉભો રહે છે. ) અંતઃપુરના રક્ષકને જઈને મળ અને આ સંદેશો રાજકુમારીને પહોંચાડવાનું કહે :

" તુરંગના રક્ષકની વિનતી અને આજીજીને માન આપીને શહેનશાહે બાળ શિવાજીનો વધ ન કરાવતાં તેના જીવનની રક્ષા કરવાની ખુશી દર્શાવી છે. પણ આ જીવિતદાનના બદલામાં શહેનશાહ તેને મુસ્લિમ ધર્મમાં વટલાવવા માંગે છે; આથી આ બાળકને તુરંગમાંથી લઇ જઇ અંતઃપુરમાં રાજકુમારી ઝિન્નત્-ઉન્-નિસાની અંગત દેખરેખ હેઠળ રાખી તેનું રક્ષણ કરવાનું કહો. રાજકુમારીને આ કાર્ય સુખેથી તેમજ નિર્ભય ચિત્તે કરવાનું કહો, અને મ્હારી ખાત્રી છે કે તેણી રાજકુમારીને યોગ્ય એવીજ વર્તણુકથી વર્તી આ મ્હારૂં ધારેલું કાર્ય સિદ્ધ કરશે. "

(અફઝુલ માનસહિત શહેનશાહને કુર્નિશ કરી જાય છે. દરવાન પ્રવેશે છે).

**દરવાન :** ( નીચું નમી સલામ કરી ) સમ્રાટ શહેનશાહ, મરાઠા પ્રધાન રામચંદ્ર આપની મુલાકાત લેવા ઇચ્છે છે. ( ઉમરાવો ભેગા મળી મનમાં કાંઇક કાંઇક બોલે છે. )

**ઔરંગઝેબ :** ( ખિન્ન વદને ) તે મૂર્ખ મરેઠો ! શું ગઈ કાલની પેઠે આજ પણ એનું ગાંડપણ જેવું ને તેવું જ છે ! ( બોલતાં બોલતાં અટકે છે અને ઉમરાવો સ્હામે દૃષ્ટિ ફેંકે છે. તેઓ એકદમ છુટા થઇ જાય છે, અને ગભરાયેલા ચ્હેરે પોતાનાં મ્હોં ફેરવે છે. ઔરંગઝેબ પોતાનું મ્હોં દરવાન તરફ ફેરવે છે ) તો ભલે એને અંદર આવવા દે ! પણ જેમ બને તેમ ટુંકામાં પતાવે એમ કહે.

( રામચંદ્ર પ્રવેશે છે. )

**રામચંદ્ર :** ( સોના મહોરથી ભરેલી એક કોથળી સિંહાસનની સ્હામે મુકે છે, અને હાથ જોડી નીચું વળી નમન કરે છે. ) મોગલ શહેનશાહ ! હું સહી શકું તેના કરતાં પણ મ્હારો પશ્ચાત્તાપ વિશેષ છે. તમો તમ્હારી આ સોનામહોરો લઈ લ્યો અને હમારા બાળરાજા શિવાજીને બંધનમુક્ત કરો.

**ઔરંગઝેબ :** ( ઉમરાવો તરફ જોઇ હાથ હલાવતાં ) શું તમારામાંનો કોઈ મ્હને આ ભૂતના ત્રાસમાંથી બચાવવાને શક્તિમાન્ નથી ?

**પહેલો ઉમરાવ :** ( ઘણીજ તિરસ્કારની દૃષ્ટિથી રામચંદ્રની પાસે જઈ ત્હેના ખભા ઉપર હાથ મુકે છે ) શહેનશાહને આપ આમ નાહક પીડા આપો છે તે વ્યર્થ તેમજ નિરૂપયોગી છે.

**રામચંદ્ર :** ( ઉમરાવો તરફ જોઇ ) મોગલ ઉમરાવો ! ખરૂં કહું તો હું જીવનથી કંટાળી ગયો છું. હું સઘળી હિંમત તેમજ વિશ્વાસ ગુમાવી બેઠો છું. મ્હારે મન સઘળું ભયાનક તેમજ સ્મશાન જેવું કારમું લાગે છે. મ્હારી આશા નષ્ટ થઇ છે, ઉત્સાહ મંદ પડયો છે, અને જીવન-જીવવાની અભિલાષા પણ ઉડી ગઇ છે. આ કંટાળાભરેલા તેમજ ચિન્તા અને દુઃખથી ઘેરાયલા જીવનથી હું તદ્દન કંટાળી ગયો છું. ( ઔરંગઝેબ તરફ દૃષ્ટિ નાંખે છે ) શહેનશાહ ! મ્હેં જે વસ્તુ આપને સ્વાધીન કરી છે તેના બદલામાં મ્હારૂં જીવન કેવળ એક તુચ્છ છે....

**ઔરંગઝેબ :** ( ત્રીજા ઉમરાવ તરફ દૃષ્ટિ ફેંકે છે ) સર્વે પહેરેગીરોને એકદમ બોલાવો અને આ નાલાયક માણસને ( રામચંદ્રને બતલાવે છે ) બનતી ત્વરાએ અહિંઆથી બહાર કાઢો. એની હયાતિથી તેમજ એના પ્રત્યેક શબ્દોચ્ચારથી એ મ્હારા સિંહાસનની પવિત્ર ભૂમિ તેમજ નિર્મળ વાતા-વરણને વિષમ કરી મુકે છે.

( ત્રીજો ઉમરાવ ઓરડા બહાર જાય છે, અને તરત જ એ દરવાનો સાથે પાછો આવી રામચંદ્રને જોરજુલમથી સિંહાસનના ઓરડામાંથી હાથ પકડી બહાર કાઢે છે ).

**ઔરંગઝેબ :** (સ્વગત) મૂરખ ! જો એણે પોતાનું સર્વસ્વ ગુમાવ્યું હોય તો ભલે, પણ એને પોતાને તેમજ એની અપ્રતિમ ધનલોલુપતાને તો અવશ્ય ધન્યવાદ આ-પવો જ જોઇએ !

( દરવાન પ્રવેશે છે. )

**દરવાન :** સમ્રાટ્ શહેનશાહ ! રાજકુમારી ઝિન્નત્–

ઉન્‌–નિસા આપ શહેનશાહની મુલાકાત લેવા ઈચ્છે છે!

**ઔરંગઝેબ:** (નિશ્વાસ નાખતાં) શું રાજકુમારીએ અહિં આવવા સંબંધી કાંઈ સંદેશો કહાવ્યો છે?

**દરવાન:** નહિં, શહેનશાહ!

**ઔરંગઝેબ:** સર્વે માણસોને મહેલનો આ ખંડ તરતજ છોડી જવાનું કહો, અને સુખેથી મ્હારી રાજદુલારીને અંદર આવવા દ્યો.

(દરવાન અને ઉમરાવો જાય છે. રાજકુમારી પ્રવેશે છે.)

**ઝિન્નત્‌-ઉન્‌-નિસા:** (બુરખો મ્હોં પરથી વિનયથી ખસેડી સિંહાસનારૂઢ પિતાજીને નમન કરે છે.) મ્હારા પૂજ્ય પિતાજી! અલ્લા તમ્હારૂં રક્ષણ કરો!

**ઔરંગઝેબ:** બેટા! તમ્હારૂં પણ ખુદા રક્ષણ કરે! બેટા, ઉભાં થાઓ અને મ્હારી પાસે આવો. બોલો તમ્હારી શી ઇચ્છા છે?

**ઝિન્નત્‌-ઉન્‌-નિસા:** (નમન કરતી) પિતાજી! હું એક ઘણીજ નજીવી ચીજની માંગણી કરવા આવી છું, અને મ્હારી ખાત્રી છે કે આપ તેનો ખુશીથી સ્વીકાર કરશો.

**ઔરંગઝેબ:** બોલો ત્યારે તમારી શી માંગણી છે?

**ઝિન્નત્‌-ઉન્‌-નિસા:** તે, હા! પેલા બાળક–ન્હાના શિવાજી વિષે છે.

**ઔરંગઝેબ:** (તિરસ્કારથી) શું તે?

**ઝિન્નત્‌-ઉન્‌-નિસા:** હા, તે! પણ પિતાજી હું કહું

તે જરા સાંભળો તો ખરા! આ નિર્દોષ તેમજ કુમળા બાળક પાસે બળાત્કારે પરધર્મનો સ્વીકાર કરાવવો એના જેવું નિષ્ઠુર તેમજ ક્રુર કાર્ય બીજું ભાગ્યેજ હોઈ શકે. તેના ઉપર આવું દુઃખ ન લાવવા બદલ હું ગમે તે શિક્ષા સહન કરવાને તૈયાર છું. પણ જો તમ્હારી ઇચ્છા એને મુસલમાન બનાવવાની જ હોય તો આ બાળકનો તાબેદાર અને વિશ્વાસુ સેવક ખંડોજી ગુર્જર મુસલમાન ધર્મ સ્વીકારવાને તૈયાર છે. તો મહેરબાની કરી મ્હારૂં કહ્યું માનો, આ બાળ શિવાજીની સ્વતંત્રતા કાયમ રાખો અને આ ત્રાસમાંથી એને મુક્ત કરો.

**ઔરંગઝેબ** : ( મ્હોં મ્હોળું કરતાં ) હાય! દૈવ! આ ન્હાનકડો બાળક જેના જેના સહવાસમાં આવે છે તે સર્વેને પોતાના જ કરી મુકે છે. ( કુમારી તરફ એક મીઠી દૃષ્ટિ નાંખતાં ) એ છોકરાએ ત્હારૂં શું સારૂં કર્યું છે કે તું તેનો આટલો બધો પક્ષપાત કરે છે?

**ઝિન્નત્-ઉન્-નિસા** : પિતાજી ! ત્હેણે મ્હારૂં કાંઇ પણ ભલું કર્યું નથી, પણ ત્હેના વ્યકિતત્વથી હું અંજાઈ ગઈ છું. ત્હેની ચિત્તાકર્ષક તેમજ રમ્ય પ્રતિભા, તેજસ્વી તેમજ સુંદર આંખો, ભવ્ય લલાટ, તેમજ બાલ્યજીવનની નિર્દોષતા, સુકુમારતા અને મુગ્ધતા—ભલભલાનાં મન હરી લેવાને બસ છે તો પછી મ્હારૂં તો પૂછવું જ શું? એનો નિર્દોષ આનંદ જોઇ, તેમજ કાલાં ઘેલાં વેણ સાંભળી દુઃખીઓનાં દુઃખનો અંત આવે છે, સુખી માણસના સુખમાં વધારો થાય છે,

અને ગમે તેવો નિરાશાવાદી માણસ પણ પ્રેરણા પામી આશાવાદી થાય છે. ( શહેનશાહની પાસે જઈ ખભે હાથ મુકે છે. ) પિતાજી ! આજ સુધી મ્હારે મન આખું જગત્ નિસ્સાર તેમજ નિરસ જેવું હતું. જગત્‌માં મ્હને કોઇ પણ જાતનો લ્હાવો દેખાતો નહિં ! જ્યાં જોતી ત્યાં નિરાશા, શોક, દુઃખ તેમજ ગ્લાનિ–આદિ નિરાશાસૂચક ચિહ્નો જ દેખાતાં. હું જીવતી છતાં પણ જાણે મરેલી જ હોઉંની એમ મ્હને હમેશાં લાગ્યા કરતું. બાલ્યાવસ્થા ઓળંગી યૌવનાવસ્થામાં પ્રવેશી છતાં પણ મ્હને સંસારનો જરા પણ સાક્ષાત્કાર ન થયો ! મ્હને આ માયાવી સંસારમાં પ્રેરણા, આશ્વાસન, ઉત્સાહ મેળવવાનું કોઇ પણ સ્થાન ન હતું. જીવનનો ઉલ્લાસ મ્હારે મન જરાયે નહતો; પણ આ આશાવાદી, નિર્ભય, તેજસ્વી અને નિર્દોષ બાળકના પરિચયમાં આવ્યા પછી મ્હારા શરીરમાં કોણ જાણે કેમ પણ એક જુદા જ પ્રકારનું લોહી વહે છે. મ્હારી આશાઓ તેમજ આદર્શો પુનઃ નવેસરથી જાગૃત થઈ ઉર્ધ્વગામી થવા લાગ્યાં છે. મ્હારા હૃદયમાં નવું જોમ આવ્યું છે, અને જાણે બીજું જ –નવું જ હૃદય પેદા થયું ન હોય એમ મ્હને લાગ્યા કરે છે. જીવનની અસ્મિતાનો મ્હને સાક્ષાત્કાર થવા માંડયો છે, અને આ સર્વે કારણથી જ મ્હારૂં હૃદય કોણ જાણે કેમ પણ કુદરતી રીતે એના તરફ ઢળે છે, એની સહિસલામતી માટે પ્રાર્થના કરે છે, અને એના સુખે જ સુખી રહેવા ઈચ્છે છે. તો પિતાજી ! મ્હારી આગ્રહપૂર્વક વિનતી છે કે એને કોઇ પણ પ્રકારે આપ દુઃખી કરશો નહિ.

**ઔરંગઝેબ :** ( દાઢી ઉપર હાથ ફેરવે છે અને ધીમેથી કહે છે ) પહેલાં મ્હને એ બાળકને જોવા દે!

**ઝિન્નત્-ઉન્-નિસા :** ( ઉભાં થાય છે. ) તે આ ખંડની બહાર જ ઉભો છે. હું તેને તરત જ અંદર મોકલું છું.

( ઝિન્નત્-ઉન્-નિસા જાય છે. )

( બાળ શિવાજી પ્રવેશે છે. રાજ્યસિંહાસન તરફ વિનય અને વિવેકથી ધીમે પગલે ચાલ્યો જાય છે, અને ઘુંટણીયે પડી શહેનશાહ ઔરંગઝેબને નમન કરે છે, અને ધીમેથી ઉભો થઇ શહેનશાહની સ્હામે અદબસર ઉભો રહે છે ).

**ઔરંગઝેબ :** શું તમે શિવાજી છો ? વારૂ, મ્હારા વિષે ત્હારો શો અભિપ્રાય છે ?

**શિવાજી :** ( હસીને ) હું તમ્હને ચાહું છું અને તમ્હારા વિષે વિશેષ જાણવા માગું છું.

**ઔરંગઝેબ :** ( શિવાજી તરફ એકી ટસે જોઇ રહે છે. ) શું ત્હને કોઇએ મ્હારા વિષે કાંઇપણ કહ્યું છે ? હું દુષ્ટ અને ઘાતકી છું એવું ત્હને કોઇએ નથી કહ્યું ? ( શિવાજી ધીમેથી ડોકું ધુણાવે છે. ) ત્યારે કેવી રીતે તું મ્હને ચાહે છે ? શું મ્હારા જેવા શહેનશાહનો ત્હને ભય સરખો પણ લાગતો નથી ?

**શિવાજી :** ( ટટાર થઇને ) મોગલ શહેનશાહ ઔરંગઝેબ ! જ્યારે જ્યારે હું તમ્હારા નિર્દય અને ક્રુર સંદેશા સાંભળતો, તેમજ તમારૂં શંકાશીલ હૃદય, અને નિકટનાં સગાં સંબંધીઓમાં પણ તમ્હારા વિશ્વાસનો અભાવ

જોતો ત્યારે હું ધારતો કે તમારા જેટલા દુ:ખી માણસ બીજા ભાગ્યે જ હોઇ શકે. સમસ્ત હિંદનું રાજ્ય છતાં, આખું મોગલ સૈન્ય સેવા ઉઠાવવાને તૈયાર છતાં એક ક્ષણની જેને શાન્તિ નહિં, વિશ્વાસને પાત્ર એક માણસ નહિં, હૃદય ખાલી કરવા કોઈ પ્રીતિપાત્ર નહિં, તેમજ ખાતાં, પીતાં અને સુતાં પણ જીવનની સહિસલામતી નહિં. હાય ! આના કરતાં વધારે એકલવાયું, નિરસ તેમજ દુ:ખી જીવન કોનું હોઈ શકે ? શહેનશાહ ! જો તમ્હે એમ ધારતા હો કે હું તમારા રાજવૈભવથી, મૂલ્યવાન રાચરચીલાથી, અઢળક ધનથી, અસંખ્ય સેનાથી, તેમજ વિસ્તીર્ણ રાજ્યસત્તાથી અંજાઉં છું, તો મ્હને સવિસ્તર સત્ય વસ્તુ જ જણાવવા દો કે આ સર્વે વૈભવ હોવા છતાં, તમારી એ માન્યતામાં પ્રમાદ થાય છે, એથી ઉલટું તમ્હારા એકલવાયા જીવન ઉપર મ્હને દયા આવે છે, તમ્હારી નામની જ શહેનશાહત ઉપર મ્હને હસવું આવે છે. વળી તમ્હારી આ વૃદ્ધાવસ્થા હોઇ તમારી સહિસલામતી માટે મ્હને સતત ચિન્તા રહે છે.

**ઔરંગઝેબ :** શું આ વિચાર મ્હને જોયા પહેલાં પણ તને આવ્યો હતો ? મ્હારા બાળ મિત્ર ! મ્હારી આસપાસના માણસો મ્હને સમજી શકે છે તેના કરતાં તું મ્હને ઘણી જ સારી રીતે સમજી શકે છે. આટલું બધું ડહાપણ ત્હને કોણે આપ્યું તે નિર્ભય ચિત્તે જણાવ.

**શિવાજી :** ( હાથ હૃદય ઉપર મુકે છે. ) અહિંઆના વાતાવરણથી મ્હેં કલ્પી લીધું છે કે આપ શહેનશાહની સ્થિતિ કેવી છે. તમ્હારૂં એકલવાયું જીવન, ધાર્મિક અંધ

ઘેલછા, જીવનની સાદાઈ, સગાંસંબંધીઓનો ત્યાગ, આદિ વસ્તુઓથી તમ્હારૂં જીવન કેટલું શુષ્ક તેમજ નિરસ હશે ત્હેની મ્હને સહજ જ ઝાંખી થઇ. તમારાં બાળબચ્ચાંઓ તમ્હારાથી ત્રાસી ન્હાસભાગ કરે છે, તમારી પાસે આવતાં પણ કંપે છે. તમારા વિશ્વાસુ અમલદારોમાં પણ તમને પૂર્ણ શ્રદ્ધા નથી. વળી આટલી વયે લડાઇના મેદાનમાંના સેનાનાયકમાં વિશ્વાસ ન રાખતાં તમો જાતે જ યુદ્ધને આંગણે ઝુંકાવી સઘળું કાર્ય પોતે જ કરો, તેમજ તમારા સર્વે માણસો તમોને તમારી આ નીતિ માટે ધિક્કારતા હોય અને જયારે આ સર્વે હું પ્રત્યક્ષ જોઇ શકયો હોઉં ને તે ઉપરથી તમારે વિષે આવો અભિપ્રાય બાંધું તો તેમાં કાંઇ પણ આશ્ચર્યજનક નથી.

**ઔરંગઝેબ** : ત્હને ખબર છે કે ત્હારા પિતાનો હું કટ્ટો અને હડહડતો શત્રુ હતો ? તેમજ મ્હેં તેને કેમ અને કેવી રીતે મારી નંખાવ્યો હતો ? તેમજ કેમ અને કેવી રીતે મ્હેં ત્હને આ તંબુમાં આણ્યો છે ? અને તેમ છતાં ત્હારો અભિપ્રાય મ્હારે વિષે જેવો ને તેવો જ છે ?

**શિવાજી** : ( માથું નીચું નમાવે છે. પુનઃ ધીમેથી ઉંચું કરે છે અને હિંમત આણી છટાદાર રીતે જવાબ આપે છે. ) હા. મ્હને એ સર્વે વાતની સંપૂર્ણ માહિતી છે, અને જો કે મ્હને તમ્હારી કૃતઘ્નતા તેમજ અધમતાની પરંપરાનો સંપૂર્ણ સાક્ષાત્કાર થયો છે છતાં પણ ઓ મોગલ સમ્રાટ્ ! હું તમ્હોને ધિક્કારી શકતો નથી. મ્હને તમ્હારી દયા આવે છે. તમ્હારી મુખમુદ્રા જોઇ મ્હને રોવું આવે

છે. તમારી ભયંકર નિષ્ઠુરતા અને તેની સાથે તમારા આ નિર્જીવ જીવનને સરખાવતાં ખરે દયાની જ લાગણી ઉત્પન્ન થાય છે. વિશેષ શું કહું ! શહેનશાહ ! તમ્હે ખરો માર્ગ જોઇ શક્યા નહિં, તેમજ તમ્હારા ત્રાસથી કોઇએ પણ ખરો માર્ગ બતલાવવાની હિંમત કરી નહિં ! નહિં તો મ્હારી ખાત્રી છે કે આ સર્વે નિંદનીય કૃત્યોમાંથી તમ્હો જરૂર બચી શકત.

**ઔરંગઝેબ :** તે ખરો માર્ગ શું અને કેવો છે?

(શિવાજી ઔરંગઝેબની સ્હામે એકી ટસે જોઇ રહે છે અને નિર્વાક્ રહે છે.)

**ઔરંગઝેબ :** મ્હારા બાળમિત્ર ! તું કદાપિ પણ એમ મા ધારીશ કે આ કાર્યો મ્હેં કેવળ મ્હારી નિષ્ઠુર વૃત્તિને જ પોષવા સારૂ કર્યાં હતાં. કદાપિ નહિં ! એક શહેનશાહનું ભાગ્યચક્ર ત્હેને મારફાડ અને કત્લ કરવાની ફરજ પાડે છે. પછી ભલે તેને ખાત્રી હોય કે આ બધું નિરર્થક અને વ્યર્થ છે. તેને પોતાના દુશ્મનો પ્રત્યે સહાનુભૂતિ અને દયાની લાગણી પણ હોય, પરંતુ તેનો અંતરાત્મા તેને આ વિષયમાં ક્રુર તેમજ સ્થિર રહેવા પ્રેરે છે. વીર બાળક ! આવી સ્થિતિ તેમજ મનોદશા આજ મ્હારી છે ! તો બોલ હવે તેમાં મ્હારો શો વાંક?

**શિવાજી :** (શહેનશાહની તદ્દન પાસે આવી ઘણીજ મર્યાદા સહિત પોતાનો હાથ તેના ઉપર મુકે છે.) મોગલ શહેનશાહ ! હું ઇચ્છું છું કે તમ્હારી સર્વે જરૂરીઆતો હું પરિપૂર્ણ કરી શકું એમ છે !

**ઔરંગઝેબ** ; ( આશ્ચર્યપૂર્વક ) મ્હારી શી જરૂરીઆતો હોય ? અને તે પરિપૂર્ણ કરનાર તું બાળક ?

**શિવાજી** : હા ! તમારી જરૂરીઆતો–સત્ય કહું તો, માનસિક શાન્તિ, હૃદયની ઉદારતા, સગાં સંબંધીઓમાં પ્રેમભાવ, પરધર્મસહિષ્ણુતા, અને ભય તેમજ સંકુચિત વૃત્તિનો ત્યાગ.

**ઔરંગઝેબ** : અરે ! મ્હારા તરફ એવી દૃષ્ટિએ ના જોઇશ. ત્હારી તેજસ્વી આંખો મ્હારા દુઃખી તેમજ નિષ્ઠુર હૃદયની અગાધતા માપી શકે છે. ભાઇ ! મ્હને મ્હારા પોતા વિષે કહી વધુ ન રોવડાવ ! ( આંખમાંથી દડદડ અશ્રુ-ધારા વહી રહે છે. ઔરંગઝેબ હાથમાં પોતાનું મ્હોં સંતાડે છે ). (સ્વગત) અરે ! આ હું શું કરૂં છું ! હાય ! મ્હારા ઉપર શી આપત્તિ આવી પડી છે ?

**શિવાજી** : ( ઔરંગઝેબનું મ્હોં હાથમાંથી લઇ ઉંચકે છે અને એક મીઠું હાસ્ય કરે છે. ) શહેનશાહ ! તમારી મનો-વેદના હું સંપૂર્ણ રીતે પીછાનું છું. તમ્હારા અન્તર્ગત ભાવોની મ્હને સંપૂર્ણ ઝાંખી થઇ છે.

**ઔરંગઝેબ** : ના ના, તે તું કદાપિ જાણી ન શકે !

**શિવાજી** : હા. ખરૂં કહું તો તમ્હારૂં એક પણ પ્રીતિ-પાત્ર નથી, કોઇ પણ માણસ તમ્હને ચાહતું નથી કે જેના તરફ દુઃખ તેમજ નિરાશાની ઘડીમાં તમ્હો આશ્વાસન માટે ઢળો.

**ઔરંગઝેબ :** છોકરા ! મ્હારૂં હૃદય વાંચવાનું ડહાપણ અને શક્તિ ત્હને કોણે આપી ? ( ધીમેથી ઉભા થઇ ) તું મ્હારી પાસેથી ચાલ્યો જા ! ( પાછો ઢળી પડે છે ) નહિં ! નહિં ! હવેથી ત્હને એક ક્ષણ પણ હું મ્હારાથી વેગળો મુકીશ નહિં. ( બાળકને બન્ને હાથે પકડે છે ) શિવાજી ! આ વાત કોઇને પણ કરીશ મા !

**શિવાજી :** કઈ વાત ?

**ઔરંગઝેબ :** ત્હેં મ્હને અશ્રુ સારતાં જોયો તે–! કોઇએ પણ આજ સુધી મ્હને રડતાં જોયો નથી. આ વસ્તુ એવી છે કે મ્હારે શરમના માર્યા જ મરી જવું જોઇએ ! છતાં પણ હું શરમાતો નથી. જો કે હું એટલુંજ જાણત કે શા માટે...............

**શિવાજી :** તમ્હારી આ અશ્રુધારા તમ્હારા આત્માના ઉમદા ભાગમાંથી બહાર આવે છે.

**ઔરંગઝેબ :** ( શિવાજીને પાસે લઇ છાતી સરસો ચાંપે છે અને ભેટે છે ) અહો ! શિવાજી ! ખરેખર તેં આજ મ્હને આશ્વાસન તેમજ શાન્તિ આપી છે. આજ સુધી ન મળેલી એવી સાત્વિક શાંતિ મ્હને ત્હારી સોબતમાં મળી છે. તો મ્હેં જે જે આપત્તિઓ તેમજ કષ્ટો ત્હારે શિર નાંખ્યાં છે તે સર્વેને માટે મ્હને ક્ષમા આપ ! હું ઇચ્છું છું કે મ્હારાં કરેલાં સઘળાં કાળાં કૃત્યો મ્હારી આ ક્ષમાથી તેમજ પ્રાયશ્ચિત્તથી ધોવાઇ જશે. ભાઇ ! મ્હારાં કરેલાં કૃત્યો માટે મ્હને ઘણો જ પસ્તાવો થાય છે, પણ શું કરૂં ? હું ખરી વસ્તુસ્થિતિ જોઈ

શકવાને અસમર્થ નીવડયો. મ્હારી ધર્માન્ધતા તેમજ ઝનુનીપણા આગળ હું સત્યાસત્યનો નિર્ણય કરી ન શકયો. પણ આજે જ તહારી આ તેજસ્વી આંખોના પ્રભાવથી, ત્હારા બુદ્ધિના ચમકારથી, ત્હારી સત્ય વાણીથી, તેમજ નિર્ભય ચિત્તના ઉદ્ગારથી, હું મ્હારાં પાપો જોઈ શકયો છું. એક તરૂણ બાળકની આંખના પ્રભાવે હું મ્હારા હૃદયને સત્ય સ્વરૂપમાં આજેજ સમજી શકયો છું.

**શિવાજી :** પણ તમે હવે રહશો તો નહિં ને!

**ઔરંગઝેબ :** હા! નહિં! પણ જો તું મ્હને ક્ષમા આપે તો!

**શિવાજી :** મ્હેં ત્હમને પ્રથમથીજ ક્ષમા આપી દીધી છે.

**ઔરંગઝેબ :** અહા! આ શબ્દો કેટલા ચમત્કારી તેમજ કર્ણપ્રિય છે! મ્હેં ધાર્યું હતું કે જીવનમાં મ્હારે માટે કાંઇ પણ સાર તેમજ લ્હાવો હવે રહ્યો નથી. પણ આ શબ્દોથી મ્હને પ્રેરણા તેમજ આશ્વાસન મળે છે, મ્હારાં પાપો ધોવાતાં જાય છે, મ્હારૂં પાપી હૃદય પશ્ચાત્તાપના પ્રભાવથી પવિત્ર થાય છે, મ્હારી શંકાશીલ વૃત્તિનો આપમેળેજ અંત આવે છે, તેમજ મ્હારા હૃદયની નિખાલસતા વધતી જાય છે. ભાઇ! શું કહું! મ્હારા હૃદયનો પલટો થાય છે! હા, પણ આ બધું ત્હારા જ પ્રભાવથી!

**શિવાજી :** હું ઇચ્છું છું કે ભવિષ્યમાં તમ્હોને હું હંમેશાં આશ્વાસન આપતો રહીશ.

**ઔરંગઝેબ :** ગમે તે પ્રકારે હવેથી તું મ્હારી સાથે જ રહે, અને ત્હારાં સત્કાર્યથી તેમજ તેજસ્વી પ્રતિભાથી તું હમેશાં મ્હારૂં રક્ષણ કર. મ્હારી માનસિક વેદના ઓછી કર. મ્હને ત્હારી સોબત આપ અને મ્હારી આસપાસના વાતાવરણને પવિત્ર અને જીવંત બનાવ !

**શિવાજી :** શહેનશાહ ! હું મ્હારા પ્રાણના પણ ભોગે તમ્હારી રક્ષા કરવાને તૈયાર છું ! હવે તો સંતોષ થયો ને ?

**ઔરંગઝેબ :** હા ! ભાઇ ! મ્હારે હવે ત્હને 'શાહુ' ( સારો માણસ ) કહીને જ બોલાવવો ! આજથી ત્હને મ્હારા હૃદયમાં જે સ્થાન મળી ચુક્યું છે તે કદાપિ પણ ખસશે નહિં.

( પડદો પડે છે. )

